"બુદ્ધિ પ્રભા"ના ગ્રાહકોને ભેટ

શ્રીમદ્ બુદ્ધિસાગરજી ગ્રંથમાળા—ગ્રન્થાંક (૪૪)



# शिष्योपनिषद्.


યોગનિષ્ઠ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય બુદ્ધિસાગર સૂરિશ્વર



માણસા નિવાસી

શેઠ વીરચંદભાઇ કૃષ્ણાજીની સહાયથી

પ્રકટ કર્ત્તા

श्री अध्यात्मज्ञान प्रसारक मंडळ

હા. લલ્લુભાઇ કરમચંદ દલાલ

( ચંપાગલી—મુંબઇ )

વીર સંવત્ ૨૪૪૨ પ્રત ૧૦૦૦, વિક્રમ સંવત્ ૧૯૭૩

કિં ૬ આના.

# નિવેદન.

બુદ્ધિપ્રભાના કદરદાન ગ્રાહકોના કર કમળમાં "શિષ્યોપનિષદ્" ભેટ દાખલ મુકતાં તેના નિયામકોને આનંદ થાય છે એ તો સ્પષ્ટ અને સુવિદિતજ છે કે ટપાલ સિવાય માત્ર સોળ આના જેવા નજીવા લવાજમમાં ચાર ફારમના સંગીન વાચન આપનાર માસિક ઉપર કંઇ ભેટ આપી શકાય નહિ. પણ શ્રીમાન શેઠ વીરચંદભાઇ કૃષ્ણાજી (માણસા નિવાસી) એમની ઉદારતાને લીધે હમે આ સાહસ ખેડી શક્યા છીએ તે માટે તેમનો આભાર માનીએ છીએ

પુસ્તકમાંની વસ્તુ તથા લેખક માટે શાસ્ત્ર વિશારદ જૈનાચાર્ય યોગનિષ્ઠ શ્રીમાન્ બુદ્ધિસાગરજી સૂરિશ્વરજીની કલમથી ગુર્જરરાષ્ટ્રની જૈની તેમજ જૈનેતર આલમ હવે ક્યાં અજ્ઞાત છે? "બુદ્ધિપ્રભા" પરના તેમના અનન્ત ઉપકારોરૂપી મૌક્તિક માલામાં આ પુસ્તકથી એક વધુ ઉપકારરૂપ મૌક્તિકની વૃદ્ધિ થાય છે ને તે માટે માસિક જન્મભર તેઓશ્રીનું ઋણી રહેશેજ

અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ તરફથી પ્રસિદ્ધ થતી ગ્રંથમાળાના ચુમાલીસમા મણકા તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થઇ, વાચક આગળ રજુ થાય છે શિષ્યોપનિષદ્ વાંચીને વાચકો શિષ્યધર્મનું સ્વરૂપ સમજે અને ઉપાદેયને આદરે એજ કર્તવ્યપ્રવૃત્તિ ફળ છે શિષ્યોપનિષદ્ના કર્તાના સૂત્રોપર ગુરૂ મહારાજે ઉપયોગી અને અસરકારક વિવેચન કર્યું છે કર્તાના મૂળ સૂત્રોપર ભવિષ્યમાં વિસ્તારથી વિવેચકો પ્રકટી તેના હાર્દની ઉજ્જ્વળ પ્રભા વાંચકોના ગર્ભદ્વાર સુધી પહોંચાડશે એવી આશા રાખવામાં આવે છે શિષ્યોને ગુરૂ પ્રતિ સ્વધર્મ સમજાવવામાં આ પુસ્તક અત્યંત ઉપયોગી રચાયું છે અને તે વાંચીને સર્વ મનુષ્યો તેનો બાહ્યાંતર આત્મિક લાભ પ્રાપ્ત કરે એવી અભિલાષા રાખવામાં આવે છે

ચાલુ વર્ષથી બુદ્ધિપ્રભાની વ્યવસ્થા, લખાણોની સુંદરતા, ઉપયોગિતા, વગેરે તેના વાચકોથી અજાણ્યું નહિંજ હોય તેને સચિત્ર, વધુ કદવાળું તથા ઉંચા કાગળોપર છપાતું કરવાના વિચારો વર્તમાન યુરોપિય વિગ્રહવાળા વખતને લીધેજ બંધ રાખવામાં આવ્યા છે પણ ઉજ્વળ અને ઉન્નત ભાવિપર સૌ અવલમ્બે છે

લડાઇના વિકટ સમયમા કેવળ પરોપકારાર્થે પ્રસિદ્ધ થતા આ માસિકની આબાદીનો મૂખ્ય આધાર ગ્હેના ગ્રાહકોની સખ્યાની વિપુલતાપર અવલબે છે ને ગ્રાહક થવાથી સ્વાર્થ સાથે પરમાર્થ સાધ્ય થઇ શકે છે તો જેઓ આ માસિકના ગ્રાહક નથી તેમણે ગ્રાહક થઇને તથા હોય તેમણે નવીન ગ્રાહક નવાગી આપવા પ્રયત્ન સેવવો ઉચિત છે

આવી અનેક ભેટો આપવા હમને સામર્થ્ય મળો એ શુભેચ્છા ॐ શાતિ શાતિ શાતિ

શ્રી જ્ઞાનપચમી
વડોદરા.

મણિલાલ મો. પાદરાકર
તત્રી.

---

# प्रस्तावना

ગૃહસ્થ શિષ્યોને અને ત્યાગી શિષ્યોને શિષ્યધર્મ સમજાવવા માટે શિષ્યોપનિષદ્ની રચનાની આવશ્યકતા સ્વીકારાઇ છે શિષ્યોપનિષદ્મા લખ્યા પ્રમાણે શિષ્ય ગુણોને પ્રાપ્ત કરવામા આવેછે ત્યારે શિષ્યની યોગ્યતા પ્રાપ્ત થાય છે જે શિષ્યધર્મની યોગ્યતાને પામે છે તેજ અન્તે ગુરૂપદની યોગ્યતાને પ્રાપ્ત કરી શકે છે ગુરૂગીતામા દર્શાવ્યા પ્રમાણે ગુરૂની મહત્તા આવશ્યકતા અવબોધીને ગુરૂભક્તિ કરવામા જે કઇ પણ બાકી રાખતો નથી એવો કર્મયોગી શિષ્ય નિરાસકતત્વથી ગુરૂની ગુરૂતાને પ્રાપ્ત કરી શકે છે શિષ્યધર્મ પ્રમાણે વર્ત્યા વિના શિષ્ય નામ ધરાવા માત્રથી કઇપણ કાર્યની સિદ્ધિ થતી નથી જે શિષ્યની યોગ્યતા પ્રાપ્ત કરી શકતો નથી તે ગુરૂની યોગ્યતા પ્રાપ્ત કરી શકતો નથી દરેક મનુષ્યને શિષ્યકોટિમાથી પસાર થવુ પડે છે માટે પુરૂષોએ અને સ્ત્રીઓએ શિષ્યોપનિષદ્ વાચીને શિષ્યધર્મ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવો જોઇએ શિષ્યધર્મને જેઓ પ્રાપ્ત કરે છે તે દેશની, સમાજની, સઘની ધર્મની ઉન્નતિ કરી શકે છે ક્રિયોદ્ધારક શ્રીનેમિસાગરજી મહારાજની તેમના શિષ્ય શ્રીપૂજ્ય રવિસાગરજી મહારાજે જે શિષ્યફર્જ બજાવી હતી તેથી ગુરૂમહારાજ શ્રી રવિસાગરજી મહારાજનો રવિની પેઠે પ્રતાપ વધ્યો હતો શ્રીગુરૂ મહારાજ રવિસાગરજીના શિષ્ય શ્રીમાન ગુરૂવર્ય શ્રી સુખસાગરજી મહારાજે અત્યત ભક્તિભાવથી ગુરૂશ્રી રવિસાગરજી મહારાજની ઉપાસના કરી હતી તેથી તેઓ વિશ્વમા જ્ઞાન ધ્યાન સમાધિથી આત્મોન્નતિ કરવા અને અમરાક્ષર દેહે જીવવા સમર્થ થયા શિષ્યોનો ધર્મ જાણવાથી ગૃહ

સ્થોની અને ત્યાગીઓની ઉન્નતિ થાય છે અને તેથી તેઓ પરમા મદશા પ્રાપ્ત કરવાને શક્તિમાન્ થાય છે

અત્રે મુનિશ્રી ભકિતસાગરજીનુ સ્મરણ કરાવવામા આવે છે અમદાવાદમા ઝવેરીવાડા આમળીપોળના સામે વીશાપોરવાડ જૈન મગનલાલ મારૂ શેઠના ભાઇ ભોગીલાલ રહેતા હતા તેઓ ગૃહસ્થસાર ભોગવ્યા બાદ મોટી ઉમરે સં ૧૯૬૯ ના જેઠ માસમા દીક્ષા લીધી ગુરૂમહારાજ શ્રી સુખસાગરજી મહારાજે તેમને સ્વહસ્તે દીક્ષા આપી ને સ્વપ્રશિષ્ય બુદ્ધિસાગરજીના શિષ્ય તરીકે સ્થાપન કર્યા અને ભકિતસાગરજી નામ સ્થાપ્યુ ભકિતસાગરજી વૈરાગી ત્યાગી, શાન્ત, દાન્ત, ક્રિયાપાત્ર, સરલ સ્વભાવના આત્માર્થી સાધુ હતા તપશ્ચર્યા, ધર્મ ક્રિયા અને સાધુઓની વૈયાવચ્ચમા મશગુલ રહેતા હતા તેઓએ મુનિશ્રી જીતસાગરજી સાથે મેમાણામા બે ચોમાસાં કર્યા મુનિમહારાજ શ્રી રંગસાગરજીએ સં ૧૯૭૩ ના ફાગણ વદિ ચોથે અમદાવાદમાં દેહોત્સર્ગ કર્યો. સં. ૧૯૭૮ ના ચોમાસામા પેથાપુરમા શ્રાવણ શુદિ એકમના રોજ મુનિશ્રી ભકિતસાગરજીએ દિવસના બાર વાગે હૃદય એકદમ બંધ થવાથી દેહોત્સર્ગ કર્યો શિષ્યના ગુણ તેમનામા ખીલ્યા હતા તેથી તેવા મુનિની અત્ર યાદી લેવામા આવે છે આ પુસ્તક છપાવવા માટે દાનધર્મપ્રિય શેઠ મીરચંદભાઇ કૃષ્ણાજીને અનેક ધન્યવાદ આપવામા આવે છે, જેઓએ પુસ્તકો છપાવવામા સારી મદદ કરી છે ૐ શાન્તિ

પેથાપુર, ભાદરવા શુદિ ૧૧ } બુદ્ધિસાગરસૂરિ.

કાઈગલના ૪ પાના ધી ગુજરાત પ્રી ટીંગ પ્રેસમા શા સોમાલાલ મગનદાસે છાપ્યા
રાયપુર—અમદાવાદ

# अथ शिष्योपनिषद्.

## शिष्यधर्मः

### १ आर्य

આત્માની શુદ્ધતા પ્રાપ્ત કરવા માટે અધ્યાત્મજ્ઞાન પૂર્વક આત્મજાગૃતિ કરવા માટે તથા પંચમહાવ્રતોના પાલનાર્થે શિષ્યથવાની જરૂર છે ગુરૂની પ્રાપ્તિ કર્યા પૂર્વે શિષ્યગુણો મેળવવા જોઈએ શિષ્યયોગ્યના પ્રાપ્તિ માટે શિષ્યોપનિષદ્મા શિષ્યલક્ષણો દર્શાવ્યા છે તેમા પ્રથમ શિષ્યનુ-લક્ષણ દર્શાવે છે શિષ્ય પ્રથમ આર્ય હોવો જોઈએ જાતીથી આર્ય ગુણકર્મથી આર્ય, કર્મગથી આર્ય બ્રાહ્મણાદિ વર્ણથી આર્ય, જ્ઞાનાર્ય, દર્શનાર્ય આદિ અનેક પ્રકારના શુભાર્યોના ગુણોથી વિભૂષિત હોવો જોઈએ જેનામા સરળતા શુદ્ધતા છે તે આર્ય છે જે આર્ય શાસ્ત્રોને માને છે અને તે પ્રમાણે વર્તે છે તે આર્ય છે અનાર્યના લક્ષણો જેનામા ન હોય અને જેનામા આર્યતા હોય હોય તે શિષ્ય યોગ્ય છે

### २ सभ्यः

સભામા શોભે વા સભામા બેસવા યોગ્ય સભ્યતા જેનામા પ્રગટી છે એવો સભ્યમનુષ્ય શિષ્ય થવાને લાયક છે જેનામા સભ્યતા ન આવી હોય તેને શિષ્ય કરવાથી ગુરૂને આનન્દ મળતો નથી, તેમજ અસભ્યને શિષ્ય કરવાથી ઉલટો તે ઉદ્વેગકારી બને છે જેનામા દક્ષતા હોય, ગુરૂ સાથે વર્તવાની વિવેક શક્તિ પ્રગટી હોય જેનામા ગુરૂની ચેષ્ટાઓના આશયો જાણવાની શક્તિ આવી હોય, ગુરૂની મરજી સમજી શકતો હોય, જે ગુરૂની પ્રભુતાને સમજવા અધિકારી બન્યો હોય અને જે સભામા બેસી સભ્યજનોની પરીક્ષામા સભ્ય તરીકે સિદ્ધ થયો હોય તે શિષ્ય થવાને અધિકારી બને છે ગુરૂની સાથે સભ્યતાથી વર્તન જે કરતો હોય, ગુરૂની તબિયત

જાગવવામા જેનામા બુદ્ધિ શક્તિ ખીલી હોય ગુરૂનો સત્કાર કરવામા અને ગુરુનુ બહુ માન કરવામા જે પૂર્ણ સભ્યતા રાખતો હોય એવો સભ્ય જન શિષ્ય થવાને અધિકારી બને છે

## ૩ गुरुकुलसमुपासकः

જે ગુરૂકુલની સમુપાસના કરનાર હોય તે શિષ્ય યોગ્ય છે બાલ્યાવસ્થામા માતા પિતાના સહવાસમા રહીને જેણે અનેક અનુભવો મેળવ્યા હોય તે ગુરૂકુલવાસ સેવી શકે છે માતાપિતાઆદિ વૃદ્ધજનોની સેવા કરનાર સત્જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે વૃદ્ધોની સેવા કરવાથી અને તેઓના સહવાસમા રહી અનેક અનુભવો મેળવવાથી શિષ્યનુ ભવિષ્ય સુધરે છે ગુરૂકુલમા વસનાર અનેકસુશિક્ષાઓને મેળવી શકે છે જેઓ અવિનયી ઉચ્છૃંખલ ઉધ્ધત, સ્વચ્છંદી હોય છે તેઓ ગુરૂકુલમા વાસ કરી શકતા નથી ગુરૂની પાસે રહેવાથી અનેક અનુભવો મળે છે પ્રકૃતિ સુધરે છે, સેવા ચાકરીના શરીરને કસવુ પડે છે માન અને અપમાન બન્નેને સરખા ગણવા પડે છે ગુરૂની સેવા કરવાથી સત્જ્ઞાનની પ્રાપ્તિ થાય છે ગુરૂની સેવા કરીને અને ગુરૂની પાસ રહીને જેણે જ્ઞાન મેળવ્યુ હોય છે તેના હૃદયમા ધર્મના ઉંડા સસ્કાર પડે છે ગુરૂની પૂર્ણ શ્રદ્ધા ભક્તિ વિના ગુરૂકુલવાસમા રહી શકાતું નથી જેઓ ગુરૂના અન્ય શિષ્યો વગેરેની સાથે ભળીને રહી શકે છે તેઓ ગુરૂકુલમા રહી શકે છે ક્રોધ અહંકાર કપટ અસત્ય વગેરે દુર્ગુણોનો નાશ થાય છે ત્યારે ગુરૂકુલમા રહી શકાય છે ગુરૂકુલવાસ કરવાથી ઘણાઓ તરફથી સહેવુ પડે છે તેથી ક્ષમા તથા ઉદારતાની પુષ્ટિ થાય છે જેઓ ગુરૂકુલમા દીર્ઘકાલ પર્યંત વાસ કરે છે તેઓ ગુરૂઓનુ હૃદય લેઇને ગુરૂના જેવી હાલતી ચાલતી દેવમૂર્તિયો બની શકે છે જેઓ માતા પિતા ગુરૂજનની કૃપા મેળવવા શક્તિમાન્ થતા નથી તેઓ અન્યોની અને પ્રભુની કૃપા મેળવવા શક્તિમાન્ થતા નથી ગુરૂકુલની સમુપાસના કરનારમા શિષ્યયોગ્યકર્તવ્ય કાર્યો કરવાની શક્તિ ખીલી શકે છે પૂર્વે શિષ્યો ગુરૂકુલવાસમા રહીને યોગ્ય બનતા હતા તેથી તેઓ કર્તવ્યકર્મયોગીઓ બની શકતા હતા હાલમા પણ ગુરૂકુલમા રહેનારાની પ્રતિષ્ઠા થાય છે સમુદ્રમાથી જે માછલા કાંઠે આવે છે તેઓને કાગડા વગેરે ખાઇ જાય છે તેમ જેઓ ગુરૂકુલમા વાસ કરીને શિષ્યયોગ્ય બનતા નથી તેઓને દુર્ગુણો ફોલી ખાઇ જાય છે ગુરૂઓના અનુભવોને લેનાર ગુરૂકુલ સમુપાસકની શિષ્યધર્મમા પ્રતિષ્ઠા પડે છે,

માટે શિષ્ય કરતા પૂર્વે આપ્તપુરુજનની પાસે રહી અનુભવ મેળવવા સબંધી પરીક્ષા કરવી કે જેથી શિષ્યના સબધે ગુરૂને આનદ રહે અને અનેક શિક્ષાઓ આપવામા ઉલ્લાસ રહે, અથવા ગુરુકુલમા વાસ કરવા યોગ્ય જન શિષ્યપનો અધિકારી થઇ શકે છે તે પણ ઉપલક્ષણથી અવબોધવુ

## ૪ दोषदृष्टिरहितः

ગુરૂકુલસમુપાસક દોષદૃષ્ટિનો ત્યાગ કરી શકે છે ગુરૂકુલમા વાસ કરનાથી દોષદૃષ્ટિનો નાશ થાય છે અને કૃષ્ણ-શ્રેણિકની પેઠે ગુણાનુરાગ દૃષ્ટિ ખીલે છે દોષદૃષ્ટિનો નાશ થાય એવા ગુરૂ પાસે રહેતા અનેક ગુણો પ્રાપ્ત થાય છે જ્યા સુધી અન્યોના દોષો દેખવામા મન આસક્ત રહે છે અને ગુણો દેખવામા મન આસક્ત રહેતુ નથી ત્યા સુધી શિષ્ય થવાની યોગ્યતા પ્રાપ્ત થતી નથી સર્વગુણી પરમાત્મા વીતરાગ દેવ છે સર્વ જીવોમા દોષો અને ગુણો હોય છે ગુણોને લેવા અને દોષોને ત્યાગવા એવો નિશ્ચય થયા વિના ગમે તેવા ગુણીને ગુરૂ કરવામા આવે તોપણ આત્મકલ્યાણ થતુ નથી દોષ દૃષ્ટિવાળા મનુષ્યો ગુરૂના છતા વા અછતા દોષોને દેખી યદ્વાતદ્વા ભાષણ કરે છે અને તેથી ગુરૂઓ તેઓને નાલાયક માની જ્ઞાન આપતા નથી તથા લોકોમા પણ તેઓની પ્રતિષ્ઠા કીર્તિ વધતી નથી, માટે જેણે દોષદૃષ્ટિ ત્યાગી હોય છે તેજ ગુરૂનો શિષ્ય થવાને અધિકારી બની શકે છે દોષદૃષ્ટિથી ગુરૂઓમા અને અન્યમનુષ્યોમા દોષો દેખાય છે તેથી સ્વપરને ઉપાધિઓ ક્લેશ થાય છે માટે દોષદૃષ્ટિનો ત્યાગ કરવાની જરૂર છે જેણે દોષદૃષ્ટિનો ત્યાગ કર્યો તે શિષ્ય થઈ શકે છે અહમમતાદિદોષપરિહરણશીલ સ્વભાવવાળો, દોષ દૃષ્ટિનો ત્યાગ કરવા સમર્થ બને છે, અહ મમતાદિપરિહરિત મનુષ્ય દોષ દૃષ્ટિનો ત્યાગ કરી શકે છે

## ૫ अहममतादिदोषपरिहरणशीलः

અહંમમતાદિ દોષોને ત્યાગ કરવાના સ્વભાવવાન મનુષ્ય, ગુરૂની સેવા ભક્તિ કરવા લાયક બની શકે છે જેનામા અહંતા મમતા છે તે શિખવા યોગ્ય નથી અહ મમતાના અભ્યાસથી ગુરૂના સત્યોપદેશ તરફ રૂચિ પ્રગટતી નથી ગુરૂના ઉપદેશથી અહંતા મમતાનો જે ત્યાગ કરવા 'આત્મભાવને' ધારણ કરે છે તે શિષ્ય થઇ શકે છે અહ મમતાદિ દોષવાન્ કદાપિ ગુરૂના

સામો બની પ્રતિપક્ષી બની ગુરૂનો નાશ કરવા પ્રવૃત્તિ કરી શકે છે, માટે અનુમમતાદિ દોષ પરિહરણ થીન મનુષ્યની શિષ્ય થવામા યોગ્યતા છે

## ६ परोपकारकारक

પરોપકારની વૃત્તિવાળો મનુષ્ય શિષ્ય થવાને યોગ્ય હોય છે જ્યારે અન્ય જનો ઉપર ઉપકાર કરવાની શક્તિ પ્રાપ્ત થાય છે, તોજ શિષ્ય ધર્મ સારી રીતે તે બજાવી શકે છે ઉપકાર કરનાર શિષ્ય પ્રાણાન્તે પણ પોતાના શિષ્ય ધર્મ થી પાછો પડી શકે નહિ ગુરૂ ઉપર ઉપકાર કરવા કોઇ મનુષ્ય સમર્થ નથી પણ અન્યજીવોના ભલાના માટે તેની લાગણી હોય છે પરોપકાર તે સર્વથી ઉચ્ચ ગુણ છે અને તે ગુણની પ્રાપ્તિવાળો મનુષ્યજ શિષ્યને યોગ્ય કહી શકાય છે

## ७ क्षुद्रादिदोपरहित

ક્ષુદ્રાદિદોષ વિનાનો મનુષ્ય શિષ્ય થવાને લાયક છે ક્ષુદ્રાદિદોષ રહિત મનુષ્યજ સ્વપરનું કલ્યાણ કરી શકે છે અને પોતાના કલ્યાણના સાધનભૂત સામગ્રીને પ્રાપ્ત પણ તેજ પ્રરૂપ કરી શકે છે જ્યા સુધી મનુષ્યની અદર ક્ષુદ્રાદિદોષ હોય ત્યા સુધી તે કોઇપણ કાર્યને માટે લાયક કહેવાયજ નહિ તો પછી શિષ્ય થવાને લાયક તો ક્યાથી હોઇ શકે? ક્ષુદ્રાદિદોષરહિતમનુષ્ય સ્વગુરૂને સતોષી શકે છે અને પોતે પણ અમૂલ્યશાન્તિનો ગ્રાહક થવા ભાગ્યશાળી બને છે સ્વમસુખમાં પણ પોતે અગ્રેસરપણું ભોગવે છે જ્ઞાનાવરણીયકર્મનો પણ જલદી ક્ષય કરી પરમાત્મદશાને પામે છે ક્ષુદ્રાદિદોષ રહિત મનુષ્ય ઉપર ગુરૂની પૂર્ણ મહેરબાની હોય છે ગુરૂજનોના નાના મોટા સર્વ કાર્ય કરવાને તે લાયક હોય છે ગુરૂ તેને અનેકશ આશિર્વચનો આપે છે અને તેથી તેના જન્મ મરણ દુખોનો જલદી અત આવે છે

## ८ परिषहजयी,

અનેક પ્રકારના પરિષહને સહન કરનાર મનુષ્ય શિષ્યપણાને યોગ્ય હોય છે કારણ તાડન, ક્ષુધા, તૃષા વિગેરે અનેક પ્રકારના પરિષહો સહન કરનાર મનુષ્ય જગતમા કામ કરનાર બની શકે છે બાવીશ પરિષહોમા આક્રોશ પરિષહ સર્વથી અધિક છે ગુરૂકુલવાસમા અનેક પ્રકારના પરિષહો સહન કરવાના હોય છે જ્યારે તે ગુરૂ, મનુષ્યમા સારો ખીલેલો હોય છે તોજ તે શિષ્ય

થઇ શકે છે, વર્તમાન સમયમા અનેક ટટા બખેડા દષ્ટિ ગોચર થાય છે તેમા મુખ્ય કારણ તેજ જણાય છે કે શિષ્ય સાધુઓમા પણ પરિષહ સહન કરવાનુ સામર્થ્ય હોતુ નથી જો તેનામા તે ગુણની પ્રાપ્તિ હોય તો કદાપિ શિષ્યધર્મથી ભ્રષ્ટ થવાનુ બને નહિ અને તે સ્વપરના હિત સાધી શકે જો કે સમગ્ર પ્રકારે ગુણોની પ્રાપ્તિ આ કાળમા કરવી અશક્ય છે, તોપણ તેના અશ ખીલે તો વધારે સારૂ અને તે બનવુ કાઇ કઠીણ નથી કારણ કે જ્યારે શિષ્ય થવાના ભાવ થાય ત્યારે પરિષહજયી થવુ તે કાઇ વિશેષ નથી

## ९ द्रोहनिन्दाहेलनाद्वेषक्लेशरहितः

અનેક પ્રકારના દ્રોહનો ત્યાગી, નિન્દાનો ત્યાગી, વડીલોની હેલના નહી કરનાર, દ્વેષ બુદ્ધિથી રહિત, સ્વપરકલેશનાશક, મનુષ્ય શિષ્ય થઇ શકવા સમર્થ બને છે જગતમા વડીલ જનોની બુદ્ધિ બહુધા શ્રેષ્ટ હોય છે અને તેજ મનુષ્ય વડીલ ( ગુરુ ) થઇ શકે છે કાઇ વર્ષ અધિકતાએ ગુરૂપદ નથી તો પછી શ્રેષ્ઠ બુદ્ધિ એટલે સમ્યગ્ બુદ્ધિના ધારક ગુરૂની અદર કદાપિ દોષ હોય નહી એવા પ્રકારની માન્યતા વાળો શિષ્ય, શિષ્ય થવાને લાયક કહી શકાય છે તેમજ અન્ય જનો તેમજ ગુરૂજનોની નિન્દાનો વારક, ગુરૂહેલનાનો ત્યાગી, સ્વાથ વા પરમાથ ભાવનાએ પણ દ્વેષ રહિત અને કલેશનો ત્યાગી તેજ ખરેખરો શિષ્ય થવા ભાગ્યશાળી બને છે વર્તમાન કાળમા શિષ્યો કરતા ઘણોજ વિચાર કરવાનો છે કારણ શિષ્ય થવાની વૃત્તિવાળા મનુષ્યોમા પ્રથમથીજ ગુણો વિના ગુરૂપદની ભાવનાની લહેરો ઉછળી રહેલી હોય છે તેથી તે ઉપર જણાવેલા એકપણ સૂત્રનો પાલક બની શકતો નથી નવમા સૂત્રમા જણાવેલા કારણોથી રહિત હોય તેજ ગુરૂ કૃપા મેળવી સત્ય શિષ્ય બને છ

## १० विनयप्रेमश्रद्धावैयावृत्त्यविवेकसदाचारधारकः

વિનયવાન્ મનુષ્ય ગુરૂ જનોની અનેક પ્રકાર સેવા બજાવી શકે છે શિષ્ય થવામા મુખ્યતાએ વિનયનીજ ખાસ જરૂર છે જગતમા પણ વિનય સર્વ ગુણોથી મોટો કહેવાય છે વિનયસહિતશિષ્ય, ગુરૂ જનોની પાસેથી અનેક પ્રકારની વિદ્યા પ્રાપ્ત કરી શકે છે ભૂપતિઓને પણ વિદ્યા ગ્રહણ કરતી વખતે વિનયી થવુ પડે છે તેમજ તેમની આખી જીદગીમા ગુરૂનો વિનય કદાપિ ત્યાગ કરી શકાતો નથી જે દેશમા જે કોમમા તેમજ જે સમુદાયમા વિનય નથી

તે દેશ પ્રેમ અને સમુદાય પ્રાય નષ્ટ થાય છે માટે શિષ્યપદવીધારક મનુષ્યને વિનય ગુણની જરૂર છે તેમજ ગુરૂપ્રેમ ગુરૂશ્રદ્ધા એટલે ફક્ત બોલવા પૂરતો કે લખવા પૂરતો નહિ પણ કાયમા બજાવવા પૂરતો હોય તો જ ગુરૂજનોનુ વૈયાવૃત્ય કરી શકાય છે આ ગુણ સર્વથી પ્રથમ મોક્ષના રસ્તાને દેખાડનાર છે શાસ્ત્રોમા પણ કહ્યુ છે કે વૈયાવૃત્ય તે અપ્રતિપાતી ગુણ છે આ ગુણનાધારક મનુષ્યની સદા સારી ગતિ થાય છે સર્વથી તે પ્રથમ ઉચ્ચ સ્થિતિને પામે છે આ ભવમા પણ તેની દરેક લોકો જય બોલે છે ગુરૂજનોનો પણ તેના ઉપર અધિકપ્રેમ થાય છે તેમજ ગુરૂજનોની સાથે વિવેકથી વર્તવુ જોઇએ દાખલા તરીકે કોઈ શેઠને ત્યા નોકરી રહેતો હોય તે જો શેઠનો વિનય-વિવેક આદિ ન કરે તો તરત શેઠ તેને નાલાયક ગણી કાઢી મુકે છે તો પછી શિષ્ય થવામા તો તેવા ગુણોની અવશ્ય જરૂર છે તેમા કહેવુ જ શુ ? તેમજ સદાચારવાન્ શિષ્ય ગુરૂની દશે દિશામા કીર્તિ ફેલાવે છે સદાચાર વૃત્તિથી અનેક જીવો લાભ પામે છે ઉપર જણાવેલા ગુણોના ધારક મનુષ્યો સર્વ પ્રકારે શિષ્ય થવાને લાયક બને છે

## ११ शङ्काऽस्थिरप्रज्ञारहित

ગુરૂજનો તેમજ તેમના વચનો ઉપર શંકારહિત હોય અને જેની બુદ્ધિ ક્ષણ ક્ષણમા ફેરફારવાળી ન થતી હોય તે મનુષ્ય શિષ્ય થવાને લાયક કહી શકાય છે ગુરૂ વચનો પર શંકા રાખવાથી શિષ્યનુ જરા માત્ર પણ શ્રેય થઈ શકતુ નથી પરંતુ પોતાના હોદ્દાથી નીચે પડી જગતમા નિંદાપાત્ર થવાય છે તેમજ અસ્થિર બુદ્ધિવાળો મનુષ્ય પણ પોતાની ધારણામા ઉત્તીર્ણ થઇ શકતો નથી શંકારહિત અને સ્થિરબુદ્ધિમાન્ મનુષ્યજ સ્વપરનુ શ્રેય કરી શકે છે અને તેજ શિષ્ય યોગ્ય બની શકે છે

## १२ प्रतिज्ञापालक

પોતે લીધેલી પ્રતિજ્ઞાનો પાલણ કરનાર મનુષ્ય ગુરૂકુલવાસમા સમ્યગ્ પ્રકારે રહી શકે છે પ્રતિજ્ઞાપાલક શિષ્ય ઉપર ગુરૂજનો કૃપાવન્ત થાય છે દરેક મનુષ્યે પ્રતિજ્ઞા પાળવી તે સ્વફરજ માનવી જોઇએ શિષ્યનો આરંભમાજ પ્રતિજ્ઞાપાલક સ્વભાવ હોય છે તો તે પંચમહાવ્રત લીધેલા સમ્યગ્ પ્રકારે પાલન કરી શકશે એવી ગુરૂને પ્રતીતિ થાય છે પ્રતિજ્ઞાપાલક શિષ્યો જગતમા

અનેક પ્રકારના સત્કાર્યો કરી ગુરુનુ નામ, અમર રાખે છે માટે પ્રતિજ્ઞાપાલક મનુષ્ય હોય તેજ શિષ્ય યોગ્ય છે

## ૧૩ પ્રિયવચનઃ

પ્રિયવચનધારકવ્યક્તિ, ગુરુજનોના સહવાસમા રહી શકે છે, તેના વચનથી અન્યશિષ્યો પણ પ્રિયવચનમા નિપુણ બને છે જ્ઞાની ગુરુઓ પ્રિય વચન બોલનાર ઉપર અત્યત કૃપાળુ બને છે પ્રિય વચન ધારક શિષ્ય દરેક ઠેકાણે સ્વગુરુના માનને જાળવી શકે છે અને અન્યજનોને ઉપકારી થાય છે પ્રિય વચનની સત્યધર્મનો માર્ગ દરેક મનુષ્ય ઉદાર ભાવનાથી ગ્રહણ કરે છે તેથી તે સ્વપરનો ઉપકારી બને છે પ્રિય વચનથી દુસ્મનો પણ પોતાના વશમા થાય છે તેની અનેક પ્રકારે ધર્મોદ્યોત કરી ભવસમુદ્ર તરી જાય છે ગુરુકુલમા રહી પોતાના જ્ઞાન ધ્યાન સમાધિ આદિ સદ્ગુણોની વૃદ્ધિ તે પ્રિય વચનથી કરે છે પ્રિય વચન તે વડીલોને વશ કરવાનો ઉત્તમ મત્ર છે તેનાથી ભૂતકાળમા અનેક જીવો વશ થયા, વર્તમાન કાળમા થાય છે અને ભવિષ્ય કાળમા થશે પ્રિય વચન ધારક શિષ્ય ગુરુજનોને અત્યત આનદ ઉપજાવનાર, ગુરુ જનોના કાર્ય સપૂર્ણ રીતે સરલતાથી પાર પમાડનાર અન્ય જનોને સ્વકાર્યની અત્ર ઉત્સાહ આપનાર બને છે પ્રિય વચન ધારક શિષ્ય નાર જે કાંઈ કહેવાય તે અલ્પ જ છે કિંમહુના સજ્જન અને દુર્જન મનુષ્યો પણ પ્રિય વચનથી અનેક રીતે મદદગાર થાય છે પ્રિય વચની મનુષ્ય શિષ્ય પદ્વીને યોગ્ય ઠરે છે એમ સિદ્ધ કરે છે

## ૧૪ અકૃત્રિમધર્મી

મન, વચન અને કાયાથી જે અકૃત્રિમ ધર્મને સેવે છે તે શિષ્ય થઈ શકે છે શઠ અસ્થિર પ્રજ્ઞા રહિત મનુષ્ય અકૃત્રિમ ધર્મી બને છે તેમજ પ્રતિજ્ઞાપાલક તથા પ્રિયવચની અકૃત્રિમ ધર્મી બની શકે છે જે મનુષ્યના હૃદયમા અને વાણીમા ભેદ છે તે અકૃત્રિમ ધર્મને સેવી શકતો નથી જેવુ મનમા તેવુ વચનમા અને તેવુ આચારમા મૂકનાર મનુષ્ય શિષ્ય યોગ્યતાને પામે છે અન્યથા વિનય રત્નની પેઠે ગુરુઘાતક બને છે હૃદયની સરલતાની સાથે સ્વાભાવિક અકૃત્રિમ ધર્મની પ્રાપ્તિ થાય છે જે હૃદયમા જેવુ છે તેવુ પ્રકાશે છે તે અકૃત્રિમ ધર્મી બને છે અકૃત્રિમ

ધર્મના પાલનથી આત્મા તથા ગુરૂને વચી શકાતા નથી તથા દુનિયાને વચી શકાતી નથી

## ૧૯ અભ્યુદ્ગ્રાહિતચિત્ત.

જે અકૃત્રિમ ધર્મી હોય છે તેનું અભ્યુદ્ગ્રાહિતચિત્ત થાય છે જે અભ્યુદ્ગ્રાહિત ચિત્ત વાળો મનુષ્ય સત્ય ધર્મને ગ્રહી શકે છે રાગદ્વેષ મમતાથી જે પક્ષપાતી બન્યો હોય છે તે અકૃત્રિમ ધર્મી ક્યાથી બની શકે વારૂ કોઈ બાબતમા એકમત આગ્રહ જો થઈ જાય છે તો પશ્ચાત્ સત્યાસત્યને નિશ્ચય કરવાની શક્તિ પ્રાપ્ત થતી નથી દૃષ્ટિરાગથી વા મૂઢતાથી મનુષ્ય દેવગુરૂધર્મની પરીક્ષા કરી શકતો નથી અને તે હઠીલો કદાગ્રહી બની જાય છે હઠીલો સ્વભાવ પક્ષપાત ટેવ ખેંચાતાણી વગેરે કદાગ્રહોનુ કારણ વ્યુદ્ગ્રાહિત ચિત્ત છે માટે અભ્યુદ્ગ્રાહિતચિત્તને ધારણ કરનાર શિષ્ય બની શકે છે એમ જાણવુ

## ૨૦ કર્મસ્વરૂપચિન્તક

જે મનુષ્ય પ્રારબ્ધ સંચિત ક્રિયમાન જ્ઞાનાવરણીય દર્શનાવરણીય, વેદનીય મોહનીય આયુષ્ય નામ ગોત્ર અને અન્તરાય કર્મનુ સ્વરૂપ વિચારે છે તે કર્મદોષોથી ભિન્ન આત્માને દેખી શકે છે અને અનેક દુખો પરિષહો ઉપસર્ગો સહવાને શક્તિમાન્ થાય છે તે તથા શુભાશુભ કર્મ ફલનો અનુભવ કરનાર મનુષ્ય શુભાશુભમા નહીં મુઝાવાથી શિષ્ય બની શકે છે જે કર્મનુ સ્વરૂપ વિચારે છે તે અન્ય મનુષ્યોના પર દ્વેષ વૈરભાવ ધારતો નથી અન્ય મનુષ્યોના શુભાશુભ કર્મને નહીં દેખતા તે અન્ય મનુષ્યોના આત્માઓને દેખી શકે છે કીર્તિ અપકીર્તિ વગેરેમા કર્મસ્વરૂપચિંતક મુઝાતો નથી પોતાને જે સુખ દુખ થાય છે તથા અન્યોને જે શુભાશુભ ફલ દેખાય છે તેનુ કારણ કર્મ છે એમ જાણીને તે કર્મના ઉદયમા સાક્ષીભાવ ધારણ કરવા સમર્થ થાય છે શિષ્યાવસ્થામા પોતાના પર દુખોના પોટલા આવી પડે તોપણ કર્મસ્વરૂપચિંતક શિષ્ય મનમા તેના પ્રસંગે સમભાવ ધૈર્ય ભાવ ધારણ કરી શકે છે અને કોઇને દોષ દઈ શકતો નથી અતએવ ગુરૂનો શિષ્ય થવાને માટે કર્મસ્વરૂપચિંતક અધિકારી કરે છે

## ૧૭ સંવેગનિર્વેદશીલ:

જેના મનમા સવેગ થયો હોયછે તે અનાસક્તિથી કર્તવ્ય કર્મોને કરતો છતા નિર્લેપ રહી શકે છે સવેગ થયા વિના દેહા યામ ટળતો નથી તથા નામરૂપમાથી અહ મમતાધ્યાસ ટળતો નથી અને તેમ સવેગ પ્રાપ્ત થયા વિના આત્મિકસુખનો નિશ્ચય થતો નથી સવેગ અને નિર્વેદ સ્વભાવશીલ મનુષ્ય સ્વગુરુની સેવા કરવામા સ્વફરજને અ ા કરે છે અર્જુનની પેઠે તે સ્થિર પ્રજ્ઞાવત રહી શકે છે બાહ્ય પદાર્થોમા સુખની તથા દુ ખની બુદ્ધિ ધારણ કરતો નથી ગુરુ પાસેથી આત્મજ્ઞાન ગ્રહણ કરીને સર્વ કર્તવ્ય પ્રવૃત્તિ કરતો છતો સદામા નિર્લેપ રહી શ- છે, માટે સવેગી તથા નિર્વેદ ગુણી, શિષ્ય પ નો અધિકારી કરે છે

## ૧૮ સુખદુ:ખે સમ

શિષ્ય થતા પૂર્વે સુખ દ ખમા સમભાવ ધારણ કરવાની શક્તિ મેળ-વવી જોઇએ સુખમા રતિ અને દુ ખમા શોક-ચિન્તા કરવાથી આત્માની શક્તિયો ખીલતી નથી સુખદુ ખમા સમભાવ રાખનાર પોતાના ગુરુપર દુઃખ પડતા અરૂચિ ધારણ કરતો નથી તેમજ દુ ખ આપત્તિ પ્રસગે ગુરુનો ત્યાગ કરી શકતો નથી કોઇ વખત ગુરુ, સ્વશિષ્યને ઉપાલભ આપે તો પણ તે પરિષહજયી તથા સુખદુ ખમા સમાન હોવાથી ગુરુને પ્રભુ માની તેમના પાસા મૂકતો નથી સુખની લાલચથી અન્યત્ર ભાગી જતો નથી અને દુ ખ પડવાથી ગુરૂપર અરૂચિ લાગતો નથી સ્વ ર્માનુસારે સુખદુ ખ ગમે ત્યા જવાથી થયા કરે છે એવુ સમજી તે ગુરૂપર કોઇ પણ પ્રકારના દુ ખનો આરોપ મૂકતો નથી ક્ષુદ્રાદિદોષરહિત હોવાથી કોઇ વખત ગુરુજીની ભૂલ દેખાતી હોય તો પણ ગભીર હોવાથી ગુરુનો વાક કાઢતો નથી સ્વગુરુની ઉપાસનામા પાછો પડતો નથી ભલે સુખ મળો વા દુ ખ પડો પરતુ ગુરુની આજ્ઞા પ્રમાણે વર્તાઓ એવુ સુખ દુ ખમા સમભાવી વિચારીને તેને આચા રમા મૂકી બતાવે છે જ્ઞાતાથી અને અજ્ઞાતાથી પોતાના આત્માનુ સત્ય સુખ છે એવો નિશ્ચય કરીને તે બાહ્યમા શુભાશુભની કલ્પનાથી રહિત થઈ ગુરુના પાસા સેવે છે અને ગુરુને આનદ કારક બને છે

## ૧૯ યથોચિતદ્રવ્યક્ષેત્રકાલભાવવિદ્ ॥

યથોચિત દ્રવ્ય ક્ષેત્ર, કાલ, ભાવનો જ્ઞાતા જે હોય છે તે શિષ્ય બની શકે છે ક્ષેત્રકાલનો જે જ્ઞાતા છે તે વિવેકી બની શકે છે દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવના અનુસારે કેવી રીતે વર્તવુ અને કેવી રીતે ન વર્તવુ તેનો જે પૂર્ણ વિવેક સમજે છે તે ગુરુનો સુશિષ્ય બની શકે છે એક તરફ હજારો ગુણો હોય પરંતુ એક તરફ ક્ષેત્રકાલાદિની શુભતાનુ અશુભતાનુ જ્ઞાન ન હોય તો બધા ગુણો નકામા જેવા બની જાય કે કેવા સ્વભાવવાળા મનુષ્યો છે તેઓનુ જ્ઞાન કરનાર તથા કયા ક્ષેત્રમા કેવી રીતે વર્તવુ તેનુ જ્ઞાન કરનાર અવસરોચિત સ્વપર સુખમય પ્રવૃત્તિ કરી શકે છે અને તેથી તે ક્ષેત્રકાલાનુસાર ગુરુની સેવાભક્તિ કરી શકે છે ભક્ત વા શિષ્યમા દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવ જાણીને ગુરુની સાથે સભ્યતાથી વર્તવાની શક્તિ આવે છે ત્યારે તે યોગ્ય શિષ્ય વા ભક્ત બની શકે છે

## ૨૦ મૈત્ર્યાદિભાવનાભાવિતમતિ:

મૈત્રીભાવના પ્રમોદભાવના માધ્યસ્થ્ય અને કારુણ્ય એ ચાર ભાવનાઓ વડે જેની મતિ સસ્કારી બની છે અને તેથી જે એ ચાર ભાવનાઓને આચારમા મૂકીને વર્તે છે તે શિષ્ય થવાને લાયક ઠરે છે સર્વજીવોને સ્વમિત્ર સમાન માનનાર અને તે પ્રમાણે વર્તનારનો આત્મા શુદ્ધ બને છે, તેના હૃદયમા પ્રભુનો વાસ થાય છે વસ્તુત સર્વ જીવો પોતાના આત્મ સમાન સુખી છે કર્મથી જીવો શુભાશુભ પ્રવૃત્તિ કરે છે તેમા કર્મનો દોષ છે માટે કોઈપણ જીવપર વૈરભાવ–હિંસભાવ ધારણ કરવાની જરૂર નથી કોઈનુ બુરૂ કરવાની ઇચ્છા કરવાની પણ જરૂર નથી સર્વ જીવોનુ શુભ વા અશુભ તેઓના કર્માનુસારે થયા કરે છે કર્મનો સર્વત્ર સમાન ન્યાય છે માટે કોઈ જીવપર દ્વેષ શત્રુભાવ શા માટે ધારવો જોઇએ ? પોતાના કર્માનુસારે શુભાશુભ થયા કરે છે તેમા અન્યજીવો તો નિમિત્ત માત્ર બને છે, તેથી અન્ય જીવોપર શત્રુભાવ શા માટે ધારવો જોઇએ ? એમ સુશિષ્ય સમજે છે અને તે કોઈ મનુષ્યના પર વૈર બુદ્ધિ ધારણ કરતો નથી સર્વજીવોને તે સ્વમિત્રો તરીકે માનીને તેઓ પર મૈત્રીનુ વર્તન ગણે છે ને સર્વજીવોના ગુણોને દેખી પ્રમોદ પામે છે તે શિષ્ય થઇ શકે છે ગુરુ પર દૃષ્ટિરાગ થવા માત્રથી વા રાગનો પરપોટો પ્રકટવા માત્રથી કોઇ સત્ય શિષ્ય બની શકતો નથી. કારણ કે પ્રમોદભાવના

વાળી મતિ થયા વિના ગુરૂના ગુણોને પણ તે પ્રતિકુળ પ્રસગે ગુણોરૂપે દેખના સમર્થ થઇ શકતો નથી પ્રમોદભાવનાથી સર્વજીવોના ગુણોની મુક્ત કંઠે પ્રસશા થાય છે, અને તેથી શત્રુઓને પણ મિત્રો બનાવી શકાય છે પ્રમોદભાવનાભાવિતમતિજીવ, કોના દોષ દેખી શકે વારૂ ? અનપ્રત્ત કોઇના દોષોને તે ઉઘાડે નહીં પ્રમોદભાવના બળે ગુણી મનુષ્યોપર રાગ થાય છે તેથી તેઓના સમાન થવાય છે, અને અવગુણી, દોષી મનુષ્યોપર મધ્યસ્થ ભાવના રહે છે એટલે તેથી તેઓની નિન્દા હેલના કરી પાપકર્મ બાધી શકાતુ નથી. તેઓના વૈરી બની શકાતુ નથી દોષીઓપર રાગ પણ ધારણ ન કરવો તેમજ દ્વેષ પણ ન ધારવો આવી મધ્યસ્થ બુદ્ધિથી વર્તવાથી દોષી જીવોનાપર આત્મ બુદ્ધિ તો કાયમ રહે છે અને તેથી તેઓ પોતાના સમાગમમા આવીને દોષ મુક્ત બની શકે છે મધ્યસ્થ ભાવનાથી જ્ઞાનાવરણી આદિ કર્મોને બાધી શકાતા નથી તેમજ કોઇ વખત પોતાના ગુરૂ કારણ પ્રસગે પોતાનો ત્યાગ કરે છે, તો પણ અશુભ ભાવનાના તાબે થઇ ગુરૂદ્રોહી બની શકાતુ નથી મધ્યસ્થભાવનાથી રાગ અને દ્વેષ વિના સત્યનો શોધ કરી શકાય છે જે શિષ્યોમા વા ભક્તોમા મધ્યસ્થબુદ્ધિ છે તેઓ ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તી શકે છે જે શિષ્યો વા ભક્તો મન, વાણી, કાયામા કારુણ્યભાવને ખીલવે છે, તેઓ અહિસાભાવને દયાભાવને ધારી શકે છે, અને જગત્ જીવોના દુઃખો ટાળના પ્રવૃત્તિ કરી શકે છે હિસકવૃત્તિથી ગુરૂના શિષ્ય બની શકાતુ નથી દયા વિના કોઇ ભક્ત વા શિષ્ય બની શકતો નથી જેનામા દયા છે તે મૈત્રીભાવના ધારણ કરી શકે છે સર્વ ધર્મોમા મુખ્ય દયા છે, ધર્મનુ મૂળ દયા છે દયાની વૃત્તિ અને પ્રવૃત્તિ કર્યા વિના કોઇ શિષ્ય વા ભક્ત બની શકે નહીં દુઃખી જીવોને દેખી જેનુ હૃદય દુઃખાતુ નથી તે ચારવેદ, પિસ્તાલીગ આગમ પુરાણ-કુરાન ભણ્યો હોય તો પણ તે ભક્ત વા શિષ્ય બની શકતો નથી નિર્દય મનુષ્ય, મન, વાણી, અને કાયાથી પવિત્ર રહી શકતો નથી જેનામા દયા છે તેનામા પ્રભુ છે, માટે કારુણ્યભાવનાવાળાને શિષ્ય કરવો જોઇએ, ઉપરની ચાર ભાવનાઓથી જેની મતિ ભાવિત થઇ છે તે શિષ્યની યોગ્યતા પ્રાપ્ત કરી શકે છે

## ૨૧ પ્રમાદત્યાગપ્રયત્નશીલ

પ્રમાદના સમાન કોઇ શત્રુ નથી પ્રમાદી મનુષ્યમા શક્તિયો ઝળકતી નથી તરવારને કાટ ખાઇ જાય છે વૃક્ષને ઉધેઇ ખાઇ જાય છે, તેમ

આત્માના ગુણોને–શક્તિયોને પ્રમાદ ખાઇ જાય છે પ્રમાદી મનુષ્યની શ ક્તિયોનો નાશ થાય છે આલસ્ય વિગેરે પ્રમાદનો પરિહાર કરવાથી શિષ્યત્વ પ્રાપ્ત થાય છે પ્રમાદી ગુરૂ શિષ્યના દૃષ્ટાંતને શ્રીપાળરાસમાથી વાચી પ્રમાદનો ત્યાગ કરવો જોઇએ અપ્રમાદી જાગ્રત્ અને પ્રમાદી ઉંઘતો છે પ્રમાદી મનુષ્ય, સ્વગુરૂની સેવા ભક્તિ બરાબર કરી શક્તો નથી, અને ગુ રૂની આજ્ઞા પ્રમાણે વર્તવામા સ્વશક્તિયોને ફોરવી શકતો નથી માટે પ્રમા ત્યાગમા જે પ્રવૃત્તિવાળો છે તે શિષ્ય થઇ શકે છે

## ૭૨ देवगुरुधर्मवित्

જે દેવગુરૂ ધર્મનુ યથાર્થ સ્વરૂપ જાણે છે તે શિષ્ય બની શકે છે પરમાત્મા, ગુરૂ અને ધર્મનુ સ્વરૂપ જાણી તેનો જે શ્રદ્ધાળુ બને છે તે નાસ્તિકોના કુવિચારોના ઝપાટામાથી બચી જાય છે દેવગુરૂ ધર્મનુ સેવન કર્યાની પૂર્વ તેનુ જ્ઞાન કરવાની અત્યત જરૂર છે માટે જેણે શિષ્ય બનવુ હોય તેણે ઉપર્યુક્ત ત્રિતત્ત્વનુ સ્વરૂપ અવબોધવુ જોઇએ દેવ, ગુરૂ, ધર્મનો નિશ્ચય થવાથી મિથ્યાનાસ્તિકબુદ્ધિનો નાશ થાય છે અને આસ્તિક બુદ્ધિ પ્રગટે છે દેવગુરૂધર્મની શ્રદ્ધા સ્થિર થયા પશ્ચાત્ નાસ્તિક તર્કોના તાબે થવાતુ નથી તથા દેવગુરૂધર્મનો કદાપિ ત્યાગ પણ કરી શકાતો નથી દેવના અને ગુરૂના શુદ્ધાત્મસ્વરૂપને ઓળખ્યા વિના તેઓની મહત્તાનો અને પૂજ્યતાનો પૂર્ણ ખ્યાલ આવી શક્તો નથી ઉપર ઉપરથી દેવગુરૂધર્મને માનવાથી કદાપિ વિપરીત સયોગો મળતા પતિતદશા થાય છે માટે દેવ ગુરૂધર્મવિદ્ શિષ્ય બની શકે છે વા ભક્ત બની શકે છે તે યથાર્થ કથ વામા આવ્યુ છે

## ૭૩ गुर्वाज्ञाविधिपूर्वकदीक्षाग्राहकश्चशिक्षायोग्यः

ગુર્વાજ્ઞા વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કરનાર મનુષ્ય શિષ્ય બની શકે છે ગુર્વાજ્ઞાવિધિપૂર્વક શિષ્ય દીક્ષા ગ્રહી શકે છે ગુર્વાજ્ઞામા સર્વ શાસ્ત્રો સમાય છે ગુર્વાજ્ઞા વિધિપૂર્વક શિષ્યની દીક્ષા થઇ શકે છે ગૃહાવાસમા વા ત્યાગાવસ્થામા ગુર્વાજ્ઞા વિધિપૂર્વક દીક્ષા ગ્રહણ કરનાર શિષ્ય બની શકે છે જે જે શિક્ષાઓ દેવામા આવે તેને માનવામા તથા હોય છે તે શિષ્યપદનો અધિકારી કરી શકે છે ગુરૂની

નથી અને જે ઉનગે તેમા દોષો દેખે છે અને અન્યની આગળ ગુરુની શિક્ષાઓમા અસારતા છે એમ કથે છે તે શિષ્યપદને લાયક નથી ગુરૂ જ્યારે શિક્ષા કથે ત્યારે પૂર્ણપ્રેમથી શ્રવણ કરે અને ગુરુને કહે કે જે આપે કથ્યુ, શિક્ષા આપી તે સત્ય છે, તેને હુ માન્ય કરૂ છુ આ પ્રમાણે જે વાણીથી બોલે છે અને સ્વશક્તિના અનુસારે આચારમા મૂકી બતાવે છે તે શિષ્ય થવાને લાયક છે જે શિક્ષા અને ગુરુદીક્ષાથી ભ્રષ્ટ બને છે તે શિષ્યદશાથી ભ્રષ્ટ થાય છે ગુરુની શિખામણોને જે હસી કાઢે છે વા તેની ઉપેક્ષા કરે છે તે શિષ્ય બની શકતો નથી શિક્ષા યોગ્યજ શિષ્ય બની શકે છે

## ૨૪ अविचारणीया गुर्वाज्ञा तत्पालकः सदा

અવિચારણીય ગુર્વાજ્ઞા છે ગુરૂ જે જે આજ્ઞા કરે તે શા માટે કરી ? તેનો જે વિચાર કરે છે તેમા શિષ્યદશા પ્રગટી નથી. એમ અવબોધવુ હાલ યુરોપમા બન્ને પક્ષોનુ મહાભારત યુદ્ધ થાય છે તેમા લશ્કરના જનરલો, સિપાઇઓને આજ્ઞાઓ કરે છે તે પ્રમાણે લડવૈયાઓ પ્રવૃત્તિ નિવૃત્તિ કરે છે પરતુ અમુક હુકમ શા માટે કર્યો ? અમુક હુકમ એકદમ કેમ કર્યો ? એવા વિચારો કરવાની તેમની ફરજ નથી સિપાઇયોનો એ ધર્મ છે કે તેના સેના પતિઓ જેમ હુકમ કરે તે પ્રમાણે પ્રવર્તવુ, તદ્વત્ શિષ્યોનો પણ એ ધર્મ છે કે ગુરૂશ્રી જે આજ્ઞા કરે તે પ્રમાણે પ્રવર્તવુ શા માટે ગુરૂએ આજ્ઞા કરી ? તેનો વિચાર કરવાની શિષ્યને જરૂર રહેતી નથી ગુરુની આજ્ઞા તેજ પરમાત્માની આજ્ઞા એમ માનીને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવુ જોઇએ. " ગુરૂ અને પ્રભુની આજ્ઞામા ફેર ત્યા મોહ અધેર " ગુરૂ અને પ્રભુ ભક્તિમા ભેદ છે ત્યા ખેદ છે " દેખ ગુરૂ દોનો ખડે, કિસકુ લાગુ પાય. પહેલા નમુ ગુરૂજીને, જેણે ધર્મ બતાય " ગુરૂની આજ્ઞામા અલ્પની પરવા પણ જે કરતો નથી અને જે ગુરૂમા સર્વ સમર્પણબુદ્ધિથી વર્તે છે તે ગુરૂનો શિષ્ય બની શકે છે પોતાનુ સર્વસ્વ ગુરૂ છે એમ જેને નિશ્ચય થયો છે, તે ગુરૂની આજ્ઞા પાળવામા વિચાર કરવાની તસ્દી લેતો નથી. ગુરૂથી પોતાને જે ભિન્ન માને છે તે ગુરૂના હૃદયથી અભેદી બની શકતો નથી ગુરૂથી અભેદભાવ થયા વિના ગુરૂનુ શિષ્ય નામ ધરાવવુ વ્યર્થ છે જેનામા શુદ્ધપ્રેમ નથી તે ગુરૂની આજ્ઞા પાળવામા વિચાર કરે છે જ્યા ગુરૂની આજ્ઞાથી ભિન્ન વિચાર છે ત્યા ગુરૂના નામથી શિષ્ય તરીકે ઓળખાવવામાં કઇ સાર નથી ગુરૂનુ હૃદય તેજ પોતાનુ હૃદય, ગુરૂની માન્યતા તેજ

પોતાની માન્યતા ગુરૂથી ભિન્ન મનાવવાનું પૂજાવાનું નથી ત્યાં શિષ્યપદ સિદ્ધ થાય છે. ગુરૂથી ભિન્ન પોતાની કીર્તિ, પૂજા, માન્યતા, સુખની આશાનો જેણે ત્યાગ કરેલો છે તથા ગુરૂમાં પોતાનું નામરૂપ આત્મા સમાવ્યો છે, તે ગુરૂની આજ્ઞા પાળવામાં કોઇ જાતનો વિચાર કર્યા વિના સદા પ્રવૃત્તિ કરે છે. સૂત્રમાં જણાવ્યા પ્રમાણે શિષ્યત્વ આવ્યા વિના કોઇ ગુરૂનો સત્યભક્ત વા શિષ્ય બની શકતો નથી. આશા વગેરે સર્વનો ગુરૂમાં લય કર્યા વિના ગુરૂની આજ્ઞા પાળવામાં ભેદભાવ રહે છે. માટે જે અવિચારણીય ગુર્વાજ્ઞા છે એમ વર્તનમાં મૂકી સદા સિદ્ધ કરી બતાવે છે તે ગુરૂનો શિષ્ય બની શકે છે.

## ૨૫ गुरुपरंपराप्रवर्तक

જે ગુરૂપરંપરાગત સદ્વિચારાચારનો પ્રવર્તક છે તે શિષ્યપદનો અધિકારી બને છે. શિષ્ય થતાં પૂર્વે ગુરૂપરંપરાના સદ્વિચારોનો અને સદાચારોનો ગુરૂગમપૂર્વક અનુભવ મેળવવો જોઇએ. ગુરૂપરંપરાપ્રવર્તકમાં ગુરૂભક્તિ અને ગુરૂશ્રદ્ધા તથા ગુરૂપૂજ્યતા હોય છે. ગુરૂપદની મહત્તાનો જેણે અનુભવ કર્યો હોય છે તે ગુરૂપરંપરા પ્રવર્તક બને છે. વિનયી-શ્રદ્ધાળુ મનુષ્યમાં ગુરૂપરંપરા પ્રવર્તકત્વગુણ પ્રાપ્ત થાય છે માટે તે શિષ્ય થવાને લાયક બની શકે છે.

## ૨૬ गुरुस्वसर्ववृत्तान्तनिवेदकः

જે પોતાના ગુરૂને પોતાના સર્વ વૃત્તાંતનું નિવેદન કરે છે તે શિષ્ય બની શકે છે. ભૂતકાલમાં જે જે વિચારો કર્યા હોય તથા જે જે શુભાશુભ પ્રવૃત્તિઓ કરી હોય તે નિર્દંભપણે ગુરૂને જણાવનાર હોય તથા વર્તમાનમાં જે જે વિચારો તથા પ્રવૃત્તિઓ કરાતી હોય તે ગુરૂને જણાવનાર જે હોય, તે ગુરૂનો ભક્ત-શિષ્ય બની શકવાને અધિકારી બને છે. મનમાં જે જે વિચારો પ્રગટે તે ગુરૂને જણાવનાર યોગ્ય શિષ્ય બની શકે છે. ગુરૂની આગળ દરરોજની પ્રવૃત્તિ કથવી જોઇએ. ગુરૂના હૃદયની સાથે સ્વહૃદયને મેળવીને જે પ્રવર્તે છે તે હાર્દિકશિષ્ય બની શકે છે. ગુરૂને સ્વવૃત્તાંત નિવેદવાથી હૃદયની શુદ્ધિ થાય છે તથા આચારની શુદ્ધિ થાય છે. જ્યાંસુધી ગુરૂને સ્વવૃત્તાંત કથવામાં હૃદય સંકોચાય છે ત્યાંસુધી હૃદયથી ગુરૂનો શિષ્ય બનવાને કોઇ અધિકારી

બની શકતો નથી ગુરૂને હૃદય આપ્યા વિના ગુરૂનું હૃદય લેઇ શકાતું નથી ગુરૂનાપર પૂર્ણ વિશ્વાસ તથા પૂર્ણ પ્રેમ પ્રગટયા વિના કોઇ ગુરૂને સ્વવૃત્તાંતનું નિવેદન થતુ નથી ગુરૂના આત્માથી અરા માત્ર પણ ભેદ રહે છે, ત્યા સુધી ઉપરથી શિષ્ય નામ ધરાવ્યાથી કઇ કાર્યની સિદ્ધિ થતી નથી ગુરૂને સર્વ સ્વવૃત્તાંત નિવેદવાથી પોતાના આત્માની શુદ્ધિ કરવાના ઉપાયોને તે સત્વર જણાવી દેછે, અને લાખો વા કરોડો ભવે જે આત્માની શુદ્ધિ કરી શકાતી નથી તે એક ભવમા અ૫માનમા આત્માની શુદ્ધિ કરી શકાય છે ગમે તેવા અશુભ વા નાભવિચારો કર્યા હોય તો પણ ગુરૂની આગળ નિવેદવા જોઇએ ગુરૂની આગળ કથતા ક્ષોભ ન પડે એવા ગુપ્ત કર્મો કર્યા હોય તે ગુરૂને નિવેદવા જોઇએ અને પાપકર્મનુ પ્રાયશ્ચિત લેઇને શુદ્ધ બનવુ જોઇએ કે જેથી ગુરૂના હૃદયશિષ્ય બનવાનો અધિકાર પ્રાપ્ત કરી શકાય પૂર્વકાલીન શિષ્યો સ્વગુરૂની આગળ સ્વવૃત્તાંતને સ્પષ્ટલિપિથી કહી દેતા હતા તેથી તેઓ ગુરૂની કૃપા સારી મેળવવાને શક્તિમાન્ થતા હતા જેઓ ગુરૂથી પોતાના વિચારોનો અને આચારોનો ભેદ ગણે છે, અને ગુરૂથી ખાનગી પ્રવૃત્તિયો કરે છે તે ગુરૂના શિષ્ય વા ભક્ત બનવાને અધિકારી થતા નથી સર્વ સ્વવૃત્તાંત નિવેદક ઉત્તમ મનુષ્ય શિષ્ય બનવા લાયક બને છે

## ૨૭ गुरुसर्वस्वार्पणकारकः

ગુરૂને સર્વસ્વાર્પણ કરનાર સત્યશિષ્ય બની શકે છે ગુરૂ માટે શીર્ષ આપવુ પડે તેમા જે જરા માત્ર અચકાતો નથી તે ગુરૂને સર્વ અર્પણ કરવા સમર્થ થાય છે ઉપકારી ગુરૂનો બદલો વાળવાને શિષ્ય કદાપિ શક્તિમાન્ થતો નથી પોતાની ચામડીના જોડા શીવડાવીને ગુરૂને પહેરાવે અને કરોડો ભવ સુધી ગુરૂની સેવા કરે તો પણ સમ્યક્ત્વપ્રદ ગુરૂનો ઉપકાર વાળવાને શિષ્ય શક્તિમાન્ થતો નથી એક પાળેલ નિમકહરામ કૂતરૂ પણ પોતાના સ્વામીને માટે પ્રાણાર્પણ કરે છે તો શિષ્ય, ગુરૂને મનવાણી, કાયા, ધન વગેરેનો ભોગ આપે એમા કઇ આશ્ચર્ય નથી જેઓ ગુરૂના કરતા મન, વાણી, કાયાને મહાન્ ગણે છે તેઓ ગુરૂના ચરણમા શીર્ષ ઝુકાવવાને લાયક બન્યા નથી ગુરૂ કરતા જેને પોતાનુ શરીર વ્હાલુ લાગે છે તે ખરી વખતે ગુરૂના નામને લજાવે છે ગુરૂના માટે સર્વસમર્પણ કરનાર શિષ્ય ત્યાગી બની શકે છે તેમજ સત્યજ્ઞાની બની શકે છે ગુરૂની સેવા ભક્તિમા

જો આત્મીય શરીરાદિનો નાશ થાય તેની પણ જે પરવા કરતો નથી તે ખરે ભક્ત શિષ્ય બનીને અલ્પ સમયમા સિદ્ધ બુદ્ધ પરમાત્મા બની શકે છે ગુરૂની ભક્તિસેવા માટે જે ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામા મૃત્યુને પરપોટા સમાન ગણે છે તે ગુરૂનો ભક્ત શિષ્ય બની શકે છે કેટલાક શિષ્યો સ્વગુરૂને એમ કહે કે " તમારા માટે મારા પ્રાણ આપવા તૈયાર છુ તમારી સેવા માટે સર્વ ત્યાગ કરવા તૈયાર છુ " આ પ્રમાણે મીઠું મીઠું તડાકા બડાક બોલનારા તો શિષ્યોનો પાર આવતો નથી પરંતુ કહેણી પ્રમાણે રહેણીમા મૂકીને સર્વ સ્વાર્પણ કરનારાઓ તો વિરલા મળી શકે તેમ છે ઉપકાર પર અપકાર કરનારા સર્પની પેઠે કૃતઘ્ન શિષ્યો કે જે ગોશાળા જેવાઓ ગુરૂનુ મૂળમાથી ખોદી નાખનારા પ્રત્યનીક શિષ્યોનો પાર આવી શકે તેમ નથી સુપાત્ર ઉત્તમ શિષ્યો પ્રાણાન્તે ગુરૂની ઇચ્છા આશય અને તેમની આજ્ઞા વિરૂદ્ધ વર્તતા નથી તેઓ ગુરૂના માટે સર્વસ્વનુ અર્પણ કરવા સદા તૈયાર હોય છે સતી સ્ત્રી જેમ પતિની સાથે ભડભડ બળતી અગ્નિની ચિતામા પ્રવેશ કરે છે તેમ ઉત્તમ ભક્ત વા શિષ્ય, સ્વગુરૂ માટે પ્રાણાદિ સર્વ વસ્તુઓનુ અર્પણ કરનાર હોય છે સ્વગુરૂદેવની ભક્તિમા તે ભય મૃત્યુ મમતા, સજ્જા, ખેદ, દુ ખ વગેરેને હિસાબમા ગણતો નથી એવો ઉત્તમ શિષ્ય વા ભક્ત વિશ્વમા ઉત્પન્ન થાય એમ કહીને શિષ્યની યોગ્યતા પ્રતિપાદે છે

## ૨૮ गुरुचित्ताशयप्रवृत्तिमान् ॥

શ્રી સદ્ગુરૂના ચિત્તના આશયોને અભિપ્રાયોને, અનુસરી જે પ્રવૃત્તિ કરે છે તે સુપાત્ર શિષ્ય બની શકે છે જે ગુરૂના હૃદયની ઇચ્છાઓના અનુસારે ઉત્સાહથી અને આત્મભોગથી વર્તે છે તે શિષ્યની યોગ્યતાને પામે છે ગુરૂજી કહે તેમ કરવુ એ તો સામાન્ય શિષ્ય ધર્મ છે પરંતુ ગુરૂના કથ્યા વિના ગુરૂના આશયોને સમજી પ્રવૃત્તિ કરી ગુરૂને પ્રસન્ન કરવા એ દક્ષ શિષ્યનું કર્તવ્ય છે ગુરૂના પાસે સેવનાર ગુરૂની બાહ્ય પ્રવૃત્તિઓને સમજી જાય છે અને તેમા પ્રમાદનો ત્યાગ કરીને કોઇપણ જાતના બદલાની ઇચ્છા વિના નિષ્કામપણે પ્રવૃત્તિ કરે છે ગુરૂના આશયોને સમજી દરરોજ શિષ્ય પ્રવૃત્તિ કરે છે અને પોતાને દુ ખ પડે તેનો મનમા કદી પણ વિચાર કરતો નથી ગુરૂના ચિત્તના આશયો પ્રમાણે પરોક્ષમા અને પ્રત્યક્ષમા વર્તે છે, અને ભવિષ્યમા પણ વર્તે છે. ગુરૂના આશય પ્રમાણે વર્તવામા સેવા, ભક્તિ મુક્તિ સર્વસ્વ માની લે છે રામના આશય પ્રમાણે જેમ હનુમાન પ્રવર્તતો હતો તેમ સુપાત્ર શિષ્ય શ્રી

સદ્ગુરૂના આશયોના અનુસારે વર્તે છે ગુરુનું બોલવું, ગુરૂની ક્રિયાદિ પ્રવૃત્તિ વગેરે પરથી દક્ષ ચતુર શિષ્યો પોતાના ગુરૂના આશયો જાણી પ્રવૃત્તિ, નિવૃત્તિ કરે છે ગુરૂના આશયોને જેઓ ક્ચરી નાખના હોય વા ગુરૂના આશયોને જેઓ ધિક્કારતા હોય એવા કુશિષ્યો આ વિશ્વમા અલ્પસુખા અવબોધવા જેઓ ગુરૂના આશયોમા સ્વસર્વસ્વ, સ્વપૂજ્યતા, સ્વકર્તવ્યતા સમજે છે તેઓ ગુરુના આશયો પ્રમાણે પ્રવૃત્તિ કરીને ગુરુની આજ્ઞા પાળી શિષ્ય યોગ્યતાને પામે છે

## ૨૯ गुर्वाज्ञैवधर्ममतिः

ગુરૂની આજ્ઞા એજ ધર્મ છે એવી જેની બુદ્ધિ છે તે શિષ્યપદની પ્રાપ્ત કરે છે ગુર્વાજ્ઞા એજ ધર્મ છે જે શિષ્યો ગુરુની આજ્ઞાઓનો ત્યાગ કરીને ગમે તેવી મન માની ધર્મ પ્રવૃત્તિ કરે છે તેઓ ક્રોડિભવ સુધી તપ જપ સયમ પાળતા છતા પણ પરમાત્મપદને પ્રાપ્ત કરી શકતા નથી ગુર્વાજ્ઞામા ધર્મ છે એવો જેને દૃઢ નિશ્ચય થાય છે અને તે પ્રમાણે જે પ્રવૃત્તિ કરે છે તે શિષ્યધર્મનો પાલક બને છે ગુરૂની આજ્ઞામા સર્વ ધર્મ કર્મોનો સમાવેશ થાય છે ગુરૂની આજ્ઞામા સર્વ ઇચ્છાઓનો જેણે લય કર્યો છે અને ગુર્વાજ્ઞા તેજ જેનુ જીવન બની ગયુ છે તે શિષ્યપદને લાયક છે રાધાવેધ સાધવાના કરતા તથા આકાશમા ઉડવાના કરતા ગુર્વાજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવી એ મહા મુશ્કેલ છે જેઓ ગુર્વાજ્ઞામા સ્વોન્નતિ માને છે, ગુર્વાજ્ઞામા મુક્તિ માને છે તેઓ શિષ્ય પદને લાયક બને છે તેવા શિષ્યોની જેવી ઉન્નતિ થાય છે, તેવી આજ્ઞાબાહ્યોની કદાપિ થતી નથી ગુર્વાજ્ઞાધર્મમતિવાળા જીવોને મુક્તિની પ્રાપ્તિ માટે અન્ય કશુ કઇ કરવુ બાકી રહેતુ નથી ગુરૂની કૃપાથી જેઓની શુદ્ધ બુદ્ધિ થઇ હોય છે તેઓ ગુર્વાજ્ઞાનેજ ધર્મ માની શિષ્ય ધર્મને અદા કરે છે અને સુપાત્ર શિષ્ય પદથી વિભૂષિત થાય છે

## ૩૦ गुरुब्रह्मभावधारक:

જે ગુરૂમા બ્રહ્મભાવ, આત્મભાવ, પરમાત્મભાવ ધારે છે તે ગુરુના સુપાત્ર શિષ્ય બની શકે છે ગુરૂમા બ્રહ્મભાવ ધાર્યા વિના પૂર્ણ શ્રદ્ધા ની નિષ્ઠા થતી નથી વસ્તુત વિચારીએ તો ગુરૂનો આત્મા તેજ બ્રહ્મ છે, અને શિષ્ય તે બ્રહ્મની જ ઉપાસના કરે છે ગુરૂના શરીરને તથા તેમની વાણીને પણ ગુરૂના આત્માની પેઠે જે ઉપચારથી બ્રહ્મ માને છે, તે ગુરૂનો ઉપાસક છે

ભિન્ન બની શકે છે ગુરુનો આત્મારૂપ બ્રહ્મ અવિનાશી અખંડ નિ
તનો જે દશા બને છે તે શુદ્ધ પરમાત્મ સ્વરૂપનો દશા બને છે
મન વચનીધારક એવા ગુરુરૂપ બ્રહ્મની ઉપાસના કરતાં આ દિ
અન્ય કોઇ મહાન્ ઉપાસના નથી ગુરુબ્રહ્મની ઉપાસના વિના કોઇ
પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકતો નથી નિરાકાર બ્રહ્મ કરતા મૂર્તિ
આકાર ગુરુબ્રહ્મની ઉપાસના, સેવા ભક્તિથી શિષ્યોને, ભક્તોને જ્ઞાન
લાભ મળે છે સ્થાપનામાં દેવગુરુ બુદ્ધિ ધારણ કરી તેમને માનવાથી,
વાથી ઉપાસવાથી આત્મશુદ્ધિ થાય છે તો ગુરુબ્રહ્મની ઉપાસના,
ભક્તિ કરવાથી શિષ્ય બ્રહ્મસ્વરૂપ બને એમાં કશું આશ્ચર્ય નથી.
સાથે તલ્લીનતા થતા પરમબ્રહ્મ ગુરુનો સાક્ષાત્કાર થયા વિના સ્હેજે
ગુરુપ્રસાદનો નિશ્ચયીમનુષ્ય શિષ્યપદ પ્રતિષ્ઠાને પામે છે

## ૩૧ "गुर्वात्मैक्ययोगी"

શ્રી ગુરુના આત્માની અને સ્વાત્માની એકતાનો જે યોગ સાધે છે તે
શિષ્યપદનો અધિકારી ઠરે છે ગુરુના આત્માની સાથે પોતાનું ઐક્ય કરીને
જે કર્તવ્ય કર્યો તે કરે છે તે શિષ્યપદ પામે છે ગુરુની સાથે પોતાની
સર્વથા અભેદતા એકતા અનુભવનાર અને તે પ્રમાણે બની શિષ્ય યોગ્ય
કર્તવ્યોને કરનાર શિષ્ય સર્વકર્મબંધનોથી મુક્ત થાય છે જે મન, વાણી,
કાયાથી ગુરુની સેવા કરે છે, અને ગુરુને હૃદયમાં રાખી સર્વ યોગ્યપ્રવૃ
ત્તિયોને કરે છે તે શુદ્ધપ્રેમયોગે ગુર્વાત્મૈક્યયોગી બનીને સુપાત્ર શિષ્યની
ગણનામાં ગણાય છે ગુરુના આત્માની સાથે અભેદભાવ થયા વિના
ગુરુના હૃદયનું જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી, માટે ગુરુની સાથે તન્મય બનીને
ઐક્ય યોગી બનવું જોઇએ

## ૩૨ गुरुहृदयज्ञानधारक

ગુરુની સાથે અભેદભાવે ઐક્યભાવ કરનાર ગુરુના હૃદયમાં સ્વભક્તિ
બળે ઉતરીને ગુરુના ઉપદેશ વિના પણ ગુરુહૃદયજ્ઞાનના ભંડારને સ્વયમેવ
સમાધિબળે પ્રાપ્ત કરી શકે છે ગુરુના આત્માની સાથે શિષ્યની એકતા—
તલ્લીનતા થતા ગુરુ જે વાણીથી શિખવે છે તે સ્વયમેવ જાણી શકે છે
ગુરુના હૃદયની સાથે ઐક્યભાવ ધારતા ગુરુની સાથે તન્મય બની શિષ્ય

માધિના માર્ગો સ્વયમેવ ખુલ્લા થાય છે શિષ્યભક્તિમા ગુરુહૃદયજ્ઞાન આક ર્ષવાની શક્તિ છે ભક્તિ એ લોહચુબકના જેવી છે ગુરૂના હૃદયનુ જ્ઞાન ખેચવામા પ્રેમભક્તિની અત્યત જરૂર છે ગુરુપ્રભુ પર શુદ્ધપ્રેમ શ્રદ્ધાથી તન્મ યભાવ થાય છે, ત્યારે શિષ્યની આગળ ગુરૂના હૃદયના દ્વાર ખુલ્લા થઇ જાય છે અને તેથી ગુરૂના હૃદયના સર્વાનુભવો તે શિષ્ય પ્રાપ્ત કરી શકે છે વાચાલતામા, વિદ્વત્તામા, વક્તૃતામા, પર મન રજન કરવામા જેનુ ચિત્ત છે તે ગુરૂના હૃદયનુ જ્ઞાન પ્રાપ્ત કરવા શક્તિમાન્ થતો નથી ગુરૂનેજ સર્વસ્વ માની સેવા, ભક્તિ અને ઐક્યભાવ કરીને ગુરૂના હૃદયના જ્ઞાનને જે પ્રાપ્ત કરે છે તે જ્ઞાનથી મુક્ત થાય છે એમ જાણવુ

## ૩૩ રત્નત્રયીસાધકઃ

જે ગુર્વાત્મૈક્ય યોગી બની ગુરૂ હૃદય જ્ઞાનધારક બને છે તે રત્નત્રયીનો સાધક બને છે ગુરૂને સર્વ સમર્પણ કર્યાથી ગુરૂ ચિત્તાશય જાણવાની શક્તિ પ્રગટે છે ગુર્વાત્માની સાથે ઐક્યયોગી જે બને છે તે ગુરૂના હૃદયનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે એટલે તેનામા જ્ઞાન, દર્શન ચારિત્ર સાધવાની શક્તિ પ્રકટે છે. दर्शनज्ञानचारित्राणि मोक्षमार्ग રત્નત્રયીનો સાધક મનુષ્ય ગુરૂની સેવા માટે પ્રવૃત્તિ કરે છે જે ગુરૂની સેવા શુદ્ધભાવથી કરે છે તે રત્નત્રયીનો સાધક બને છે ગુરૂમા જ્ઞાન દર્શન અને ચારિત્રરૂપ રત્નત્રયી છે ગુરૂમા અને રત્નત્રયીમા અભેદ છે તેમજ શિષ્યાત્માની સાથે રત્નત્રયીનો અભેદ છે એમ જાણી તેની સાધના કરે છે તે શિષ્ય પદ લાયક બને છે

## ૩૪ ગુરુવિચારાચારમૂર્તિઃ

ગુરૂના અનન્ત વિચારો છે ગુરૂમા અનત જ્ઞાન છે પરતુ ગુરૂમા કાયાના આચાર તો એકદેશીય હોય છે વાણીદ્વારા વચનો પણ એકી વખતે સર્વને બોધતા નથી સર્વાચારો એકી વખતે આચરી શકાતા નથી ક્રમેક્રમે આચરી શકાય છે માટે એકદેશીય આચારો કહેવામા આવ્યા છે ગુરૂનુ આત્મજ્ઞાન, ગુરૂના માનસિક વિચારો અને ગુરૂના આચારની મૂર્તિ રૂપ જે શિષ્ય થાય છે તે સુપાત્ર ઉત્તમ શિષ્ય ગણાય છે દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવે ગુરૂના વિચારોની અને આચારોની સાથે શિષ્યના વિચારો પણ અનુરૂપપણે પ્રવર્યા કરે છે તે અને જે ગુરૂના વિચારોનુ અને આચારોનુ અનુ-

કરણુ કરી ગુરુને અનુસરે છે તે ગુરુનો શિષ્ય બની શકે છે અનન્ત
ગુરુ હોય છે તેમના સદ્વિચારોની સદાચારોની મૂર્તિરૂપ જે બને છે તે ગુ
ભક્ત શિષ્ય ગણાય છે ગુરુના વિચારોમા જે ગુરુને દેખે છે,
જ્ઞાનને-ઉપદેશને જે ગુરુ માને છે તથા ગુરુનિર્દિષ્ટ પ્રવૃત્તિ
જે ગુરુને દેખે છે, પૂજે છે તે ગુરુ વિચારાચાર મૂર્તિ બની શકે છે ગુરુ
વિચારોથી અને ગુરુનિર્દિષ્ટ આચારોથી જે વિરુદ્ધપક્ષી છે તે ગુરુ
નામનો શિષ્ય ગણાતો હોય તો પણ વસ્તુત. તે શિષ્ય નથી
તે નામનો શિષ્ય છે ગુરુના ઉપદિષ્ટ વિચારોમા અને ગુરુનિર્દિ
આચારોમા પ્રવૃત્તિયોમા સાપેક્ષતાએ અત્યંત મહત્ત્વ રહ્યુ છે એમ જે અનુ
ભવ કરે છે તે ગુરુનો ભક્ત-શિષ્ય-ઉપાસક બની શકે છે ગુરુએ શિષ્યોને
તેઓના અધિકાર પ્રમાણે જે જે વિચારો-ઉપદેશો, સિદ્ધાંતો અને સદાચારો-
પ્રવૃત્તિયો દર્શાવી હોય તે તે વિચારોની અને આચારોની-વૃત્તિયોની જે મૂર્તિ
રૂપ બને છે તે સત્ય શિષ્ય ભક્ત બની શકે છે શ્રીસદ્ગુરુનો દેહ છતા પણ
વા નહિ છતા પણ ગુરુએ જે જે ઉપદેશો આપ્યા હોય, જે જે જ્ઞાન આપ્યું
હોય તથા જે જે કાર્યો દર્શાવ્યા હોય તેઓને જે વર્તમાનમા તથા ગુરુના
અભાવે ભવિષ્યમા પણ જે સેવે છે તે ગુરુનો ભક્ત-શિષ્ય-ઉપાસક બની
શિષ્યની ફરજ અદા કરી શકે છે

## ૬૯ સર્વનયસાપેક્ષજ્ઞાનવાન્

જે મનુષ્યો શ્રી સદ્ગુરુના ઉપદેશો વિચારો આચારોની મૂર્તિરૂપ બને
છે તેઓમાં સર્વનયસાપેક્ષજ્ઞાનનો પ્રકાશ થાય છે વિશ્વમા અનેક જ્ઞાન દષ્ટિયો
હોય છે અસંખ્ય દષ્ટિયોરૂપ અસંખ્યનયોની અપેક્ષારૂપ જ્ઞાનથી સર્વ પ્રકા
રના વિચારોની પરસ્પર અવિરોધીપણે સત્ય ગ્રહાય છે અને કદાગ્રહ રૂપ
મિથ્યાબુદ્ધિનો નાશ થાય છે તેથી અનન્તજ્ઞાનરૂપવર્તુલદષ્ટિમા સર્વ
દષ્ટિયોને સમાવાની શક્તિ પ્રગટે છે એવી દષ્ટિને અનેકાન્તદષ્ટિ-અનેકાન્ત
માર્ગ-અનેકાન્તજ્ઞાન કથવામા આવે છે સર્વનયસાપેક્ષજ્ઞાન પ્રાપ્ત થવાથી
ધર્મશાસ્ત્રોમાં પ્રગટતા અનેક વિરોધો સમે છે અને મિથ્યાજ્ઞાન તથા રાગ
દ્વેષનો પણ ઉપશમ થાય છે સદ્ગુરુ સર્વનયોની અપેક્ષાએ સર્વધર્મ
દર્શનો સમજાવીને શિષ્યને સાપેક્ષનયજ્ઞાન સમર્પે છે ત્યારે શિષ્યમા ધર્મની
યોગ્યતા પ્રગટે છે

## ૩૬ સિદ્ધાન્તસ્વાધ્યાયાવિરતઃ

સિદ્ધાન્તોમા રસિકજન સ્વાધ્યાયમા આનદ માને છે સિદ્ધાન્તના સ્વાધ્યાયથી ગુરૂજનો સાથે કેવી રીતે વર્તવુ તેનો સમ્યગ્પ્રકારે શિષ્ય જ્ઞાતા હોય છે, તેથી તે ગુરૂજનોના પદ કમળને પૂજે છે, તથાવિધ પ્રકારે આચરણ કરવાથી ગુરૂજનો, સિદ્ધાતસ્વાધ્યાયરસિકજનપ્રતે તુષ્ટમાન્ થાય છે તે મનુષ્ય સદાકાળ શિષ્યવૃત્તિ ધારણ કરી અન્તે ગુરૂપદને પામે છે સિદ્ધાતરસિકજન ગુરૂચરણ રજનુ સેવન કરીને સ્વસત્તાથી આત્મવીર્ય સ્ફોરવી કૈવલ્યદશાને પ્રાપ્ત કરે છે, સિદ્ધાન્તના સ્વાધ્યાય શ્રવણ-મનનથી ચાર ગતિના જન્મ, મરણાદિ અનેક દુખો સત્વર નાશ પામે છે ભવ્યજીવશિષ્યોએ નિયમિત સ્વચારિત્ર પાલક બની યોગ્યતાએ સિદ્ધાતનુ શ્રવણ મનન તથા સ્વાધ્યાય વાચન મનન કરવુ તેજ યોગ્ય છે સિદ્ધાતનુ શ્રવણ તથા સ્વાધ્યાય તે ગુરૂગમ વિના કાચા સોમલ ભક્ષણ સમાન છે કારણ જેમ કાચો સોમલ યોગ્યતા સિવાય કોઇ મનુષ્ય ખાય તો તેને અનેક કષ્ટો સહન કરવા પડે છે તેમ સિદ્ધાતનો સ્વાધ્યાયી તથા શ્રવણ કરનાર યોગ્યતાને પામેલો હોય તોજ સ્વપર જન્મમરણાદિક દુખોનો નાશ કર્તા થાય છે, અને અયોગ્યતાએ તેથી વિપર્યય ભાસ થાય છે માટે ગુરૂજનોના ચરણોપાસક બની શિષ્યવૃત્તિ ધારણ કરી અનુજ્ઞા માગીને સ્વકાર્યમા દક્ષતા રાખવી. હેય, જ્ઞેય, ઉપાદેય વગેરે સિદ્ધાત રસિકશિષ્ય જ જાણી શકે છે સ્વચરિત્ર પાલક સિદ્ધાત રસિકજન શિષ્યપણાને લાયક હોય છે

## ૩૭ શુદ્ધાત્મરસિકઃ

શુદ્ધાત્મરસિક મનુષ્ય બાહ્ય વસ્તુને પોતાની કરીને માનતો નથી હમેશા ઉચ્ચ દશાની પ્રાપ્તિ માટે શુદ્ધ અધ્યવસાયને ધારણ કરે છે આત્મ દશા ખીલ્યાથી તેને પર વસ્તુમા જરા માત્ર મોહ થતો નથી આત્મા અને પુદ્ગલ ભિન્ન છે તેનો તેને અનુભવ થાય છે શુદ્ધાત્મરસિકશિષ્ય પોતાને અનેક કષ્ટો પડતા પણ શિષ્યવૃત્તિનો ત્યાગ કરતો નથી શુદ્ધાત્મરસિક શિષ્ય નિષ્કામભાવથી કર્તવ્ય કાર્યોને કરતો છતો અલિપ્ત રહે છે આત્માના શુદ્ધ ગુણોનો જે રસિક બને છે તે અષ્ટસિદ્ધિ અને નવનિધિથી પણ લોભાયા વિના શિષ્ય યોગ્ય કર્તવ્ય કાર્યોને કરે છે પ્રતિષ્ઠા, કીર્તિ, પદવી, બાહ્ય વૈભવોની તે સ્પૃહા રાખતો નથી શુદ્ધબ્રહ્મમા રસિક થઇને તે શિષ્યની સાધ્ય દશા પ્રાપ્ત કરી પરમ સુખી બને છે

## १८ धर्मप्रवर्धकविचाराचारकुशलः

ગુરૂના વિચારાચારની મૂર્તિ બનીને જે સિદ્ધાંતોનો અભ્યાસ કરે છે અને ગુરૂના હૃદયનુ જ્ઞાન પ્રાપ્ત કરે છે તે ધર્મ પ્રવર્ધક જે જે વિચારો અને આચારો-કર્મો પ્રવૃત્તિયો છે તેમાં કુશળ થાય છે ધર્મ પ્રવર્ધક વિચારાચારના ક્ષેત્રકાલાનુસારે પરિવર્તનો થયા કરે છે ગુરૂ પ્રદર્શિત ધર્મની વૃદ્ધિ થાય એવા વિચારોને અને આચારોને કરવામા-કરાવવામા અને પ્રવર્તાવવામા જે કુશળ બને છે તે ગુરૂનો ધર્મપ્રવર્તક શિષ્ય બને છે સમગ્ર વિશ્વજીવોને શાન્તિ મળે અને સર્વ જીવોની ઉન્નતિ થાય એવા ધર્મની વૃદ્ધિના વિચારોમા અને આચારોમા દક્ષત્વ પ્રાપ્ત કર્યા સિવાય ગુરૂ પટપર બેસી ધર્મ પ્રવર્ધક પ્રવૃત્તિ કરવાનો શિષ્યને અધિકાર મળી શકતો નથી ગુરૂના હૃદયનો પરિપૂર્ણ અનુભવ કર્યાથી ધર્મ વર્ધક વિચારાચારો જે જે હોય છે તે જાણી શકાય છે અને તે આચરી શકાય છે ઉત્સર્ગકાલથી અને આપત્તિકાલથી ધર્મ વૃદ્ધિ કરવાના વિચારોને અને આચારોને ક્ષેત્રમાનાનુસારે સેવવાની કુશલતા પ્રાપ્ત કરવાની જરૂર છે ધર્મપ્રવર્ધક વિચારાચારને જે ચારે બાજુએથી જાણે છે તે શિષ્યપદનો અધિકારી બની શકે છે, ધર્મપ્રવર્ધકવિચારાચાર શિષ્યજ સ્વગુરૂના ધર્મની વૃદ્ધિ કરી તેમના વિચારોને અને આચારોને વિશ્વમા જીવતા રાખી શકે છે ગુરૂની પાછળ ગુરૂના સદ્વિચારો અને સદાચારોજ ગુરૂરૂપે રહીને વિશ્વજીવોનુ કલ્યાણ કરી શકે છે માટે ઉપર્યુક્ત સૂત્ર ભાવાર્થમય જે શિષ્ય બને તે ગુરૂનો ધર્મવર્ધક યોગ્ય શિષ્ય થઇ શકે છે

## १९ सर्वधर्मसिद्धान्तविद् ॥

ઉપરના સૂત્રમા ધર્મ પ્રવર્ધક વિચારાચાર કુશલ એવા શિષ્યનુ સ્વરૂપ દર્શાવ્યુ પરંતુ તે સર્વ ધર્મના સિદ્ધાંતોનો અનુભવ કર્યાવિના પ્રાપ્ત થઇ શકતુ નથી માટે સર્વ ધર્મના સિદ્ધાંતોને જે જાણે છે તે શિષ્ય થઇ શકે છેએમ અત્ર દર્શાવ્યુ છે વિશ્વમા પ્રવર્તિત સર્વ ધર્મના મૂલ સિદ્ધાન્તોનુ સ્વરૂપ અનુભવ્યાથી તથા સર્વ ધર્મોની વૃદ્ધિના હેતુઓનો અનુભવ કર્યાથી ધર્મ પ્રવર્ધકવિચારાચારોની કુશલતા પ્રાપ્ત થઇ શકે છે સર્વ ધર્મના સિદ્ધાન્તોની માન્યતાઓને સાપેક્ષપણે સમજનાર તથા વર્તમાનકાલમા ધર્મ પ્રવર્ધક માન્યતાઓને તથા પ્રવૃત્તિઓને સાપેક્ષપણે સમજનાર શિષ્ય ધર્મની અને ધર્મીઓની વૃદ્ધિ કરી શકે છે વિધિપૂર્વક ગુરૂ હસ્તે દીક્ષા ગ્રહીને સર્વ ધર્મસિદ્ધાંતજ્ઞાતા

બનીને જે ગુરૂના વિચારાચારની મૂર્તિ બને છે તે અંતે ગુરૂના શરીરના વિરહે ગુરૂ દશાને પ્રાપ્ત કરી શકે છે ગુરૂ છતા શિષ્યત્વ દશા રહે છે અને પશ્ચાત્ ગુરૂ શરીર વિરહે સર્વ ધર્મ સિદ્ધાંતનો જ્ઞાતા, ધર્મ પ્રવર્ધક વિચારાચાર કુશલ બની ગુરૂનો ધર્મ પ્રવર્તાવી ગુરૂ બની શકે છે

## ૪૦ धर्मोन्नतिकारकः ॥

ધર્મપ્રવર્ધકવિચારાચારકુશલ અને સર્વધર્મસિદ્ધાન્તવિદ્ જે હોય છે તે શિષ્યપદનો પૂર્ણ અધિકારી બને છે અને ધર્મોન્નતિકારક બને છે ગુરૂનો ભક્ત કૃપાપાત્ર શિષ્ય ધર્મોન્નતિકારક બની શકે છે જે ગુરૂના સદ્‌વિચારોના અનુસારે ધર્મોન્નતિકારક બને છે તે શિષ્યને ધન્યવાદથી ગુરૂ વધાવે છે ગુરૂકુલવાસમા રહેનાર અને ગુરૂવિનય સેવામા લીન બનેલ તથા સર્વધર્મસિદ્ધાંતવિદ્ શિષ્ય, દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવાનુસારે ધર્મોન્નતિકારક ઉપાયોને પ્રવર્તાવે છે તેથી તે જ્યા ત્યા ધર્મોન્નતિકારક બની ધર્મ રક્ષક બની શકે છે ધર્મોન્નતિકારક શિષ્યથી વિશ્વજનોને અત્યંત લાભ પ્રાપ્ત થાય છે ધર્મની હેલના થાય વા ન્યૂનતા થાય એવુ કૃત્ય તે પ્રાણાંતે કરતો નથી તથા કરાવતો નથી

## ૪૧ सर्वधर्मसत्यसारग्राहकः

વિશ્વવર્તિસર્વધર્મોમા જે જે સત્યસાર છે તે સર્વજ્ઞ વીરપ્રભુ પ્રતિપાદિત વેદ વચનો છે એમ જાણી સર્વ ધર્મના સત્યસારને જે ગ્રહણ કરે છે તે સત્યજ્ઞાની શિષ્ય બની શકે છે સર્વ ધર્મોમા પક્ષપાત વિનાની દૃષ્ટિએ દેખવામા આવે તો સત્યસાર કંઇ કંઇ ને કંઇ હોય છે, તેનો અપલાપ જે કરતો નથી તે શિષ્યની યોગ્યતાને પ્રાપ્ત કરે છે આ વિશ્વમા જ્યા ત્યા સત્ય ઘણું છે એમ વીતરાગ સર્વજ્ઞદેવ પ્રરૂપે છે સત્યના અંશો વિના કોઇ ધર્મ વિશ્વમા જીવી શકતો નથી હિંસા મિથ્યામાન્યતા વગેરે અસત્યો પણ હોય છે પરંતુ ઉત્તમ શિષ્ય હંસની દૃષ્ટિ ધારણ કરીને અસત્યધર્મને મૂકી ગુરૂગમ પૂર્વક સત્યને ગ્રહે છે આગમમા સત્ય અબાધિત રહે છે સ્યાદ્વાદ દૃષ્ટિ યાને અનેકાન્તદૃષ્ટિ પ્રાપ્ત થાય છે તો અનેકનયોની સાપેક્ષતાએ સર્વધર્મમાથી સત્ય ગ્રહી શકાય છે સર્વધર્મસત્યસારગ્રાહક પોતાના ગુરૂનો મહિમા વધારી શકે છે અને તે વિશ્વજનોને અંધકારમાથી ( મિથ્યાત્વમાથી )

ક્લેશ, યુદ્ધ, પાપકર્મો વગેરેનો નાશ થાય છે વિશ્વમાં રાજ્યસત્તાથી જે શાંતિ થતી નથી તે ધર્મસત્તાથી થાય છે આત્મધર્મશુદ્ધબ્રહ્મસ્વરૂપનુ જ્ઞાન કરીને જે અન્યમનુષ્યોને ઉપદેશ આપે છે તે વિશ્વની વા દેશની ઉન્નતિનો પ્રચારક બની ગુરૂનુ નામ દીપાવનાર શિષ્ય બને છે

## '૪૮ धर्मकर्मरक्षकः'

વિશ્વમા સત્યધર્મકર્મનો જે રક્ષક બને છે તે સત્યશિષ્ય બની શકે છે ગુરુની રક્ષા, ગુરુના સદ્વિચારોની રક્ષા અને ગુરુએ બતાવેલ ધર્માચારોની રક્ષા માટે જે પ્રતિપક્ષીઓનો નિગ્રહ કરે છે તે ધર્મકર્મનો રક્ષક બને છે શ્રી સદ્ગુરૂના પ્રતિપક્ષીઓ ધર્મકર્મનુ ખડન કરવાની જે જે ચેષ્ટાઓ કરતા હોય તેના સામા ઉપાયો લેઇને જે ધર્મકર્મની રક્ષા કરે છે, તે ગુરૂનો ભક્ત, શિષ્ય, ઉપાસક બને છે આ વિશ્વમા સદ્વિચારપ્રચારક, સત્યધર્મપ્રચારકગુરૂના પ્રતિપક્ષીઓ હોય છે પરમાત્માના પણ પ્રતિપક્ષીઓ –નિન્દકો હોય છે, તો ગુરૂના અને ગુરૂએ પ્રદર્શિત ધર્મકર્મના પ્રતિપક્ષીઓ હોય તેમા કઇ આશ્ચર્ય નથી માટે ગુરૂએ જે જે ધર્મકર્મો દર્શાવ્યા હોય વા સ્થાપન કર્યા હોય તેનો જે અનેક યુક્તિપ્રયુક્તિથી આપત્કાળમા પણ રક્ષક બને છે તે ગુરૂનો ભક્ત, શિષ્ય, ઉપાસક બનીને પરમાત્મપદને પ્રાપ્ત કરે છે ગુરૂની પાસે ગુરૂમન્ત્રપૂર્વક શિષ્યદીક્ષા ગ્રહીને જે શુભ વા અશુભધર્મકર્મ રક્ષણના ઉપાયોને જાણે છે, અને ગુરૂનો આશીર્વાદ પ્રાપ્ત કરે છે તે ધર્મ-કર્મરક્ષક બને છે હજારો લાખો વિરોધીઓને પણ ધર્મકર્મનો નાશ કરતા તે અટકાવે છે ગુરૂમન્ત્રથી જે ગુરૂની આરાધના કરે છે તેનામા ગુપ્ત રીતે તે અનૌકિકશક્તિયોનો પ્રકાશ થાય છે ગુરૂમન્ત્રથી જે ગુરૂની આરાધના કરનારાઓને ગુપ્તરીતે એ દેવતાઓ સાહાય્ય કરે છે તેનુ વર્ણન કોઇ રીતે થઇ શકે તેમ નથી પ્રસંગોપાત્ત આ પ્રમાણે કથવામા આવ્યુ. હવે સાર કથ્ય એ છે કે ઉપર્યુકતમાર્ગોવડે તથા અન્યભક્તિદ્વારા પ્રગટ થતા અનેકમાર્ગોવડે જે ગુરૂકતધર્મકર્મનુ રક્ષણ કરે છે તે ઉત્તમધર્મકર્મ રક્ષકશિષ્ય બની શકે છે

## ૪૯ सर्वत्रब्रह्मभावनाभावकः ॥

જે સર્વત્ર બ્રહ્મભાવના યાને આત્મભાવના ભાવનાર છે તે ઉત્તમ શિષ્ય

પ્રકાશમા લાવી શકે છે સર્વધર્મસત્યગ્રાહક દષ્ટિમાન્ શિષ્ય, પ્રતિપાદનશૈલીથી વિશ્વજનોને સત્યધર્મ શિખવે છે અને મડનશૈલીનો ખાસ અપવાદ જ્યા ઘટે ત્યા ધારણ કરે છે

## ૪૨ સર્વશુભશક્તિવિકાસક

ગુરુભગવાન ગ્રહીને તથા સર્વધર્મસત્યસાગને અપેક્ષાએ ગ્રહીને વિશ્વવર્તિધર્મસર્વશુભશક્તિયોનો વિકાસ કરે છે તે ઉત્તમ શિષ્યની યોગ્યતા ને પ્રાપ્ત કરે છે ધર્માર્થે સર્વ શુભશક્તિયોનો અનેક ઉપાયોવડે જે વિકાસ કરે છે તે ધર્મોન્નતિ કરી શકે છે બ્રહ્મચર્યપૂર્વક જૈનાચાર્યગીતાર્થ ગુરુ કુલમા વાસ કરીને જે સર્વશુભશક્તિયોને ખીલવે છે તે ધર્મનો વિસ્તાર કરવા શક્તિમાન્ થાય છે જે દુર્વ્યસનોના સામુ દેખતો નથી અને જેના હાડોહાડમા ગુરુપ્રેમ વ્યાપી ગયો હોય છે તે સર્વશુભશક્તિયોનો વિકાસ કરે છે યોગ, મત્ર, તત્ર યત્રથી સર્વ શુભશક્તિયોનો વિકાસ કર્યાથી હજારો લાખો મનુષ્યોને ધર્મમાર્ગે આકર્ષી શકાય છે આ વિશ્વમા ' જેની શક્તિ તેની ભક્તિ એ ન્યાય છે માટે સર્વ શુભશક્તિયોને ખીલવ્યા વિના ધર્મનો પ્રચાર કરી શકાતો નથી ગુરૂકૃપાવતશિષ્ય, સર્વ શુભશક્તિયોનો વિકાસ કરી શકે છે અને સર્વ વિશ્વમા શિષ્ય ધર્મથી શોભી રહે છે ગુરુને પ્રભુભાવે આરાધનારમા સર્વ શુભ શક્તિયોનો વિકાસ થાય છે

## ૪૩ વિશ્વદેશશુભોન્નતિપ્રચારક.

જે વિશ્વ અને દેશની શુભોન્નતિનો પ્રચારક થાય છે તે સત્શિષ્ય પદવીને પામે છે ભાષાકેળવણી સાહિત્યકેળવણી સર્વવર્ણોન્નતિકારક કેળવણી, સુધારક પ્રવૃત્તિ ઇત્યાદિ સર્વ પ્રકારનુ જે જ્ઞાન મેળવે છે તે વિશ્વભક્ત અને દેશભક્ત બનીને વિશ્વની તથા દેશની શુભોન્નતિ કરવા સમર્થ થાય છે વિશ્વની અને દેશની શુભોન્નતિમા કુટુમ્બોન્નતિ, સમાજોન્નતિ, સર્વવર્ણ ધર્મોન્નતિ ઇત્યાદિ સર્વ પ્રકારની ઉન્નતિયોનો સમાવેશ થાય છે વિશ્વવર્તિ સર્વજીવોની વ્યાવહારિકોન્નતિ પ્રચારવાથી તેઓને આત્મધર્મ તરફ આકર્ષી શકાય છે બ્રહ્મ યાને આત્મવાનોદ્દેશ હોવાથી અને તેને પ્રાપ્તિ કરાવી આપ વાથી પ્રત્યેક મનુષ્ય પોતપોતાનો ઉદ્ધાર કરી સુખી બને છે અને તેથી સર્વ મનુષ્યો એ પ્રમાણે પોતપોતાનો ઉદ્ધાર કરી સુખી બનવાથી મારામારી,

કલેશ, યુદ્ધ, પાપકર્મો વગેરેનો નાશ થાય છે વિશ્વમાં રાજ્યસત્તાથી જે શાંતિ થતી નથી તે ધર્મસત્તાથી થાય છે આત્મધર્મશુદ્ધબ્રહ્મસ્વરૂપનું જ્ઞાન કરીને જે અન્યમનુષ્યોને ઉપદેશ આપે છે તે વિશ્વની વા દેશની ઉન્નતિનો પ્રચારક બની ગુરૂનું નામ દીપાવનાર શિષ્ય બને છે

## ૪૮ धर्मकर्मरक्षकः

વિશ્વમાં સત્યધર્મકર્મનો જે રક્ષક બને છે તે સત્યશિષ્ય બની શકે છે ગુરૂની રક્ષા, ગુરૂના સદ્વિચારોની રક્ષા અને ગુરૂએ બતાવેલ ધર્માચારોની રક્ષા માટે જે પ્રતિપક્ષીઓનો નિગ્રહ કરે છે તે ધર્મકર્મનો રક્ષક બને છે શ્રી સદ્ગુરૂના પ્રતિપક્ષીઓ ધર્મકર્મનું ખંડન કરવાની જે જે ચેષ્ટાઓ કરતા હોય તેના સામા ઉપાયો લેઇને જે ધર્મકર્મની રક્ષા કરે છે, તે ગુરૂનો ભક્ત, શિષ્ય, ઉપાસક બને છે આ વિશ્વમાં સદ્વિચારપ્રચારક, સત્યધર્મપ્રચારકગુરૂના પ્રતિપક્ષીઓ હોય છે પરમાત્માના પણ પ્રતિપક્ષીઓ -નિન્દકો હોય છે, તો ગુરૂના અને ગુરૂએ પ્રબોધિત ધર્મકર્મના પ્રતિપક્ષીઓ હોય તેમાં કંઇ આશ્ચર્ય નથી માટે ગુરૂએ જે જે ધર્મકર્મો દર્શાવ્યા હોય વા સ્થાપન કર્યા હોય તેનો જે અનેક યુક્તિપ્રયુક્તિથી આપત્કાળમાં પણ રક્ષક બને છે તે ગુરૂનો ભક્ત, શિષ્ય, ઉપાસક બનીને પરમાત્મપદને પ્રાપ્ત કરે છે ગુરૂની પાસે ગુરૂમંત્રપૂર્વક શિષ્યદીક્ષા ગ્રહીને જે ગુપ્ત વા અગુપ્તધર્મકર્મ રક્ષણના ઉપાયોને જાણે છે, અને ગુરૂનો આશીર્વાદ પ્રાપ્ત કરે છે તે ધર્મ-કર્મરક્ષક બને છે હજારો લાખો વિરોધીઓને પણ ધર્મકર્મનો નાશ કરતા તે અટકાવે છે ગુરૂમંત્રથી જે ગુરૂની આરાધના કરે છે તેનામાં ગુપ્ત રીતે તે અલૌકિકશક્તિયોનો પ્રકાશ થાય છે ગુરૂમંત્રથી જે ગુરૂની આરાધના કરનારાઓને ગુપ્તરીતે એ દેવતાઓ સાહાય્ય કરે છે તેનું વર્ણન કોઇ રીતે થઇ શકે તેમ નથી પ્રસંગોપાત્ત આ પ્રમાણે કથવામાં આવ્યું હવે સાર કથ્ય એ છે કે ઉપયુક્તમાર્ગોવડે તથા અન્યભક્તિદ્વારા પ્રકટ થતા અનેકમાર્ગોવડે જે ગુરૂકૃતધર્મકર્મનું રક્ષણ કરે છે તે ગુરૂધર્મકર્મ રક્ષકશિષ્ય બની શકે છે

## ૪૯ सर्वत्रब्रह्मभावनाभावकः ॥

જે સર્વત્ર બ્રહ્મભાવના યાને આત્મભાવના ભાવનાર છે તે ઉત્તમ શિષ્ય

બની શકે છે સર્વજીવોને પોતાના આત્મા સમાન જે માને છે અને તે પ્રમાણે વર્તે છે, તે ઉત્તમભક્ત શિષ્ય બની શકે છે અન્ય સર્વજીવોમા બ્રહ્મ સ્વરૂપ દેખાવાથી વ્યક્તબ્રહ્મ થાય છે સર્વત્ર સવમા પ્રભુને દેખો એટલે તમે પ્રભુ થશો એ સિદ્ધાંત સત્ય છે જેવુ ધ્યેય તેવો ધ્યાતા બને છે સર્વત્ર બ્રહ્મભાવ ધારવાથી આત્મા સ્વયં તેવો શુદ્ધ બને છે અને મોહ, અજ્ઞાન વાસના, કામ વગેરે આસુરીશક્તિયોનો નાશ કરે છે સર્વત્ર બ્રહ્મ ભાવના ભાવવાના સંસ્કારાથી હૃદયની શુદ્ધિ થાય છે અને વિશ્વમા કોઇના પર વૈરની લાગણી રહેતી નથી તેથી આત્માનંદ વિલસે છે સર્વમા આત્માઓ વિલસી રહ્યા છે તેઓને દેખો પણ તેઓની સાથે લાગી રહેલી કર્મની લીલામા મુંઝાઓ નહીં આત્માને દેખવાથી આત્માનો પ્રકાશ થાય છે અને મોહભયસકુચિતવૃત્તિયોનો નાશ થાય છે

## ४६ अध्यात्मज्ञानानुभवी ॥

જેણે ગુરુના પાસા બેસીને અધ્યાત્મજ્ઞાનનો પૂર્ણ અનુભવ કર્યો છે તે શિષ્ય બનીને પોતાનો તથા અન્યજીવોનો ઉદ્ધાર કરી શકે છે સર્વ પ્રકારના જ્ઞાનમા અધ્યાત્મજ્ઞાન શ્રેષ્ઠ છે આ વિશ્વમા ખરેખર અધ્યાત્મજ્ઞાન સમાન કોઇ જ્ઞાન નથી અધ્યાત્મ જ્ઞાન બળે ધર્મના ઉંડા રહસ્યો સમજી શકાય છે અને મોહાદિ આસુરી શક્તિયોપર જય મેળવી શકાય છે અધ્યાત્મજ્ઞાનથી અસદ્વિચારોનો તથા અશુભાચારોનો નાશ કરી શકાય છે, અને હૃદયમા પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકાય છે મનને જીતવામા અધ્યાત્મજ્ઞાન અત્યંત ઉપયોગી છે અધ્યાત્મ જ્ઞાનથી જ્ઞાનાવરણી આદિ કર્મોનો ક્ષય કરીને કૈવલ્યપદ પ્રાપ્ત કરી શકાય છે અહંતા મમતાને ટાળી આત્માના અનંત આનંદને પ્રાપ્ત કરવો હોય તો અધ્યાત્મશાસ્ત્રોનો અભ્યાસ કરીને તથા ગુરૂગમથી તેનુ શ્રવણ કરીને અધ્યાત્મજ્ઞાનનો અનુભવ કરવો કે જેથી ઉત્તમ શિષ્યપ પ્રાપ્ત કરી શકાય

## ४७ ॥ निष्कामकर्मयोगी ॥

જે અધ્યાત્મજ્ઞાનાનુભવી થાય છે તે સર્વત્ર બ્રહ્મભાવના ભાવે છે અને તે પશ્ચાત્ નિષ્કામકર્મયોગી બને છે અધ્યાત્મજ્ઞાનાનુભવ પ્રાપ્ત કર્યા વિના નિષ્કામકર્મયોગી દશાની પ્રાપ્તિ થતી નથી ભગવદ્ગીતામા નિષ્કામકર્મયોગીદશા અર્થાત્ કર્તવ્ય કાર્યફળની આશા ઇચ્છા, વાસના

રાખ્યા વિના જે કર્મ કરે છે તેને નિષ્કામયોગી જાણવો એવું પ્રતિપાદન કર્યું છે જૈનશાસ્ત્રોમાં જ્ઞાનક્રિયાભ્યાંમોક્ષ જ્ઞાન અને ક્રિયા એ બેથી મોક્ષ છે એમ જણાવ્યું છે કેટલાક જ્ઞાનને સન્યાસયોગ કહે છે અને એવી ક્રિયાને કર્મયોગ કહે છે જૈનશાસ્ત્રો જ્ઞાન અને ક્રિયા એ બેના સમાગમથી મોક્ષ પ્રતિપાદે છે અધ્યાત્મજ્ઞાનનો અનુભવ થયા પશ્ચાત્ નિર્મમત્વાએ સ્વાધિકારે કર્મો કરવાની યોગ્યતા પ્રગટે છે અને તેથી નિર્લેપતા રહે છે નિષ્કામત્વથી સર્વ કર્તવ્યકર્મો કરવા, પરંતુ તેવી દશા ન આવે ત્યાંયે કર્મોનો ત્યાગ કરવો નહીં કર્મો કર્યા કરતા કરતા અધ્યાત્મજ્ઞાન અને નિષ્કામતાની પ્રાપ્તિ થાય છે, પરંતુ જે કર્મોનો ત્યાગ કરે છે તેનો બન્નેથી ભ્રષ્ટ થાય છે વાસનાઓથી વા અશુભ ઇચ્છાઓથી સત્યસુખની પ્રાપ્તિ થતી નથી જે જે કર્મો કરવામાં આવે છે તેના ફલની ઇચ્છા રાખ્યા વિના કર્મો કરવાથી મનુષ્ય નિષ્કામ કર્મયોગી બને છે, અને તેથી તે મોહાદિકર્મથી નિર્લેપ રહી મોક્ષ પ્રાપ્ત કરે છે ભક્તોએ, શિષ્યોએ, ઉપાસકોએ નિષ્કામકર્મયોગી બનવું અને નિષ્કામપણે સર્વકર્તવ્યકર્મો કરવા જોઇએ જે નિષ્કામ કર્મયોગી બને છે તે કર્મબંધનથી મુક્ત થાય છે અને વાસ્તવિક સ્વતંત્રસુખમયજીવનને પ્રાપ્ત કરી શકે છે માટે નિષ્કામ કર્મયોગી ગુરુનો ભક્ત, શિષ્ય બની આત્મજીવને જીવે છે ગુરુની ભક્તિથી ભક્ત, સ્વગુરુને કર્તવ્યકાર્યોને અને તેના ફલને સમર્પે છે અને તેથી તે નિષ્કામ બનતો બનતો છેવટે જ્ઞાનદશાએ નિષ્કામ બની અહંત્વમેદભાવથી મુક્ત થાય છે

## ૯૮ ॥ પ્રભુમયજીવનજીવકઃ ॥

જે આત્મજ્ઞાની થાય છે તથા નિષ્કામકર્મયોગી બને છે તે પ્રભુમય જીવનથી જીવનાર થાય છે આવી દશા આવ્યા વિના જે શિષ્ય પોતાને સત્યશિષ્ય તરીકે માને છે વા પોતાના ગુરુ વિદ્યમાન છતા જે પોતે શિષ્યોને કરી ગુરુ બને છે તે મહાદુઃખતી પરંપરાને પ્રાપ્ત કરે છે ગુરુની આજ્ઞા વિના શિષ્યને કોઇના ગુરુ બનવાનો, તથા ગુરુના દેહનો અભાવ છતા પણ ગુરુ થવાનો અધિકાર નથી પ્રભુમયજીવન પ્રાપ્ત થયા વિના ગુરુની ગુરુતાનો સ્પર્શ કરવા કોઇ શિષ્ય સમર્થ થતો નથી સર્વજીવોમાં પ્રભુ દેખ્યાથી અને તે પ્રમાણે વર્તન કરવાથી આત્માની શુદ્ધિ થતા પ્રભુમયજીવનની પ્રાપ્તિ થાય છે આત્માની શુદ્ધતા જેઓ પ્રાપ્ત કરે છે અને જેઓ મોહાદિ આસુરી

સંપત્તિનો જય કરે છે તેઓ પ્રભુમય જીવનને પ્રાપ્ત કરી શકે છે પ્રભુમય જીવન પ્રાપ્ત કર્યાબાદ શિષ્ય ગુરૂરૂપ બની જાય છે પારસમણિના સંયોગથી લોહ જેમ સુવર્ણ બને છે તેમ ગુરૂના યોગથી શિષ્ય પ્રભુમય જીવન પ્રાપ્ત કરી ગુરૂ બને છે આવી પ્રભુમય જીવનની દશા પ્રાપ્ત કર્યા બાદ ગુરૂદેવ, સ્વ શિષ્યને આશીર્વાદ આપીને પોતાના દેહના અભાવે ગુરૂ થવાનો અધિકાર આપે છે સર્વ જીવોમા પ્રભુતા રહેલી છે સર્વત્ર બ્રહ્મભાવના ભાવતા ભાવતાં અને સમાધિમા તલ્લીન થતા છતાં શિષ્ય **પ્રભુમયજીવનને** પ્રાપ્ત કરે છે ભક્તો શિષ્યો ઉપાસકો આવીને બ્રહ્માનંદમા-આત્માનંદમા મસ્ત બને છે પશ્ચાત્ તેઓ વડે પરમાત્મપદ પ્રાપ્ત કરી શકાય છે

ઉપર્યુક્ત પ્રભુમય જીવન પ્રાપ્ત કરવાને નીચે પ્રમાણે સૂત્રોના ભાવને પ્રાપ્ત કરવો જોઇએ

## ૪૯ प्रमाणिक

જે પ્રમાણિક હોય છે તે વિશ્વાસ્ય થાય છે સર્વ ગુણોમા પ્રામાણ્ય ગુણની મહત્તા છે જે પ્રમાણિક નથી તે શિષ્ય વા ભક્ત બની શકતો નથી જે ગુરૂની આગળ કંઇ બોલે છે અને પાછળ કંઇ બોલે છે, ગુરૂની પાછળ તેમના પ્રતિપક્ષીઓ આગળ ગુરૂનું મુખમાથી ખોદી કાઢે છે અને ગુરૂની આગળ બગનાભગત જેવો તથા કેદાર કંકણવાળી મિનાડી જેવો બની જાય છે તે અપ્રમાણિક છે અપ્રમાણિક શિષ્યનો વિશ્વાસ કરવો નહીં અપ્રમાણિક શિષ્ય કર્યાથી ઇશુક્રાઇસ્ટ લાકડે લટક્યો અને અપ્રમાણિક શિષ્યથી ગુરૂ ગોવિંદસિંહ માર્યો ગયો અપ્રમાણિકમનુષ્યનો સ્વપ્નમા વિશ્વાસ કરવો ન જોઇએ અપ્રમાણિક મનુષ્ય કરતા કૃષ્ણસર્પનો સહવાસ સારો સમજવો અપ્રમાણિક શિષ્યો સત્ય બોલી શકતા નથી અને પ્રતિજ્ઞા પ્રમાણે વર્તી શકતા નથી અપ્રમાણિક શિષ્યનો જીવન વ્યવહાર જૂઠથી ભરપૂર હોય છે માટે પ્રમાણિક જે હોય તેને શિષ્ય કરવા જોઇએ અસત્ય બોલનાર કદી પ્રમાણિક બની શકતો નથી પ્રમાણિકજીવનને જીવવુ એ અમૃત છે અને અપ્રમાણિકજીવન એ વિષમય છે એ સમજીને જે પ્રાણ જતા પણ પ્રમાણિકપણું ત્યાગતો નથી તે શિષ્ય ભક્ત વા ઉપાસક બની શકે છે પ્રમાણિક શિષ્ય હોય છે તોજ તે અન્યોને પ્રમાણિકતા શિખવી શકે છે માટે જે પ્રમાણિક હોય તેને શિષ્ય કરવો કુસંગતિથી કદાચ અપ્રમાણિક શિષ્ય થઇ જાય તો તેનો વિશ્વાસ ન કરવો

## ૯૦ વિશ્વાસ્યઃ

જે પ્રમાણિક હોય છે તે વિશ્વાસ કરવા યોગ્ય છે અપ્રમાણિકનો કદાપિ વિશ્વાસ ન કરવો જોઇએ જેનો ગુરૂનાપર પૂર્ણ વિશ્વાસ હોય તથા જે વિશ્વાસ કરવા યોગ્ય હોય તેને ગુપ્ત સિદ્ધાંતો-ગુપ્ત રહસ્યો સમજાવવા જોઇએ વિચારના કરતા જે પાસે રહેવાથી વિશ્વાસ્ય માલુમ પડે તેને હૃદય શિષ્ય બનાવવો જોઇએ હૃદયઘાતક કૃતઘ્ન ઘણા શિષ્યો હોય છે માટે પૂર્ણ અનુભવ કર્યા વિના કોઇને એકદમ વિશ્વાસ માની લેવામા ભૂલ ન કરવી જોઇએ "દગલબાજ દુગુના નમે, ચિત્તા ચોર કમાન" ની પેઠે કેટલાક ગુરૂનો વિશ્વાસ મેળવીને તેમને વચનામા પાછળથી બાકી રાખતા નથી જેના હૃદયની ખરી લાગણી છે તે પ્રાણ સમર્પીને વિશ્વાસી બની શકે છે શિષ્યના વિશ્વાસ માટે ગુરૂનુ હૃદય સાક્ષી પૂર્યા વિના રહેતુ નથી જે વિશ્વાસ્ય છે તે હૃદયનો શિષ્ય બની શકે છે એક વનમા એક ગુરૂ અને એક શિષ્ય બે રાત્રીમા સુઇ રહ્યા હતા ગુરૂ જાગતા હતા તે સમયે એક રાક્ષસ આવ્યો અને તેમના શિષ્યનો નાશ કરવા ઉદ્યુક્ત થયો ગુરૂએ રાક્ષસને કહ્યુ કે તુ મારા શિષ્યને ન માર રાક્ષસે કહ્યુ કે એ મારો પૂર્વભવનો વૈરી છે માટે મારીશ. ગુરૂએ રાક્ષસને અત્યંત બોધ આપ્યો છેવટે એમ ઠર્યુ કે તેનુ ગળુ કાપીને થોડુ રૂધિર આપે તો તેને ન મારવો શિષ્ય ભરનિદ્રામા હતો ગુરૂએ તેના ગળાપર છરીવડે ઘસરકો કરી લોહી કાઢ્યુ અને પેલા રાક્ષસને આપ્યુ તેથી રાક્ષસ ચાલ્યો ગયો શિષ્ય જાગી ઉઠયો ગળે લોહી વહેતુ દેખી ગુરૂએ છરીનો ઘસરકો કર્યો તે પણ દીઠો પરંતુ તે ગુરૂનો પૂર્ણ વિશ્વાસી હતો તેથી તેણે તે સબંધી વિચાર કર્યો નહીં ફક્ત મનમા એટલોજ વિચાર કર્યો કે ગુરૂજી જે કરે છે તે શ્રેય માટે કરે છે ગુરૂ કદાપિ શરીરનો નાશ કરી દે તોપણ શ્રેય માટે કરે એમ નિશ્ચય છે. કેટલાક દિવસ પછી ગુરૂએ શિષ્યને ગળામાથી લોહી કાઢવાનુ કારણ બતાવ્યુ ત્યારે શિષ્યે કહ્યુ કે ગુરૂ જે કરે તે શિષ્યના ભલા માટે કરે છે તેમા તર્ક કરવાની જરૂર રહેતી નથી આ ઉપરથી સમજવાનુ કે શિષ્યોનો પોતાના ગુરૂપર પૂર્ણ વિશ્વાસ હોય છે ત્યારે ગુરૂને શિષ્ય વિશ્વાસ્ય લાગે છે શિષ્યની સર્વ પ્રવૃત્તિ વિશ્વાસ્યમય બની જાય એવી રહેણીથી તેણે વર્તવુ જોઇએ

## ૯૧ ગભીરઃ

ગભીરતા જેનામા નથી તે તુચ્છ મનુષ્ય કહેવાય છે જેના પેટમા

કોઇ વાત ટકતી નથી તે ક્ષુદ્ર પેટનો ગણાય છે ગુરૂએ કહેલી અનેક નાની મોટી વાતો, અનેક ગુપ્ત રહસ્યો, જેના મનમાં ખાસ ગંભીરતા રાખવાના પ્રસંગે પણ ટકતા નથી તે કોઇ વખત ગુરૂનો અને ગુરૂના ધર્મનો-વ્રજનો નાશ કરી શકે છે જેના મનમાંની વાત કોઇને ન કહેવા યોગ્ય હોય તો તેનુ શિર જતા જે અન્યને કહેતો નથી તે ગંભીર જાણવો ખરા કટોકટીના પ્રસંગે પણ જે ગંભીરતા ધારે છે તે ગંભીર જાણવો ગુરૂની છાની વાતોને જે કોઇની આગળ પ્રકાશતો નથી તે ગંભીર શિષ્ય ગણાય છે કોઇ પ્રસંગે ગુરૂની સાથે શત્રુતા થાય એવો કોઇ શિષ્યનો કર્મોદય થયો હોય તો પણ એવી કુશિષ્યાવસ્થામા જે ગંભીરપણુ ત્યાગતો નથી અને ગુરૂના છતા અગર અછતા છિદ્ર પ્રકાશતો નથી તેમજ અન્ય જનોના પણ છિદ્ર પ્રકાશતો નથી-પોતાને ફાસી દેવાનો પ્રસંગ આવે તો પણ જે ગુપ્ત વાતોને, ગુપ્ત કાર્યોને, ઉઘાડા પાડી શકતો નથી તે ગંભીર શિષ્ય જાણવો ક્ષણમા રૂષ્ટ અને ક્ષણમાં તુષ્ટ જે બને છે અને પોતાનુ મન જેને પોતાના હાથમા નથી તથા પોતે શુ બોલે છે તેની પોતાને ખબર નથી તે ગંભીર બની શકતો નથી જે ક્ષણમા ગુરૂ પર રાગ ધારણ કરે છે અને ક્ષણમા વિરોધી બની ગુરૂના વિરોધીના પક્ષમા બેસી જાય છે તે કદિ ગંભીર શિષ્ય બની શકતો નથી જે ગુરૂની છાની વાતોને વિપક્ષીઓ આગળ ઉઘાડી પાડે છે અને પકડાઇ જાય છે તો માફ માગે છે અને પુન હતો તેવો થઇ જાય છે તે ગંભીર બની શકતો નથી શિષ્યને કદાપિ ગુરૂ તુચ્છકારી કાઢે તેથી તેની લોકોમા માન પ્રતિષ્ઠા કીર્તિ હાનિ થાય અને તેની તેને પડી રહેવાની જગ્યા પણ ન મળે તેમજ તેને ગુરૂના વિરોધીઓ તે પ્રસંગે સાહાય્ય આપી સુખી કરે તો પણ ગુરૂના વિરોધીઓની આગળ પોતાના ગુરૂની છાની વાતોને ગુપ્ત રહસ્યોને જે મરણકાળે પણ કહેતો નથી એટલુજ નહીં પરંતુ ઉલટી ગુરૂની મનમા ભક્તિ સેવા કરે છે તે ગંભીર શિષ્ય જાણવો ગંભીરતા આવ્યા વિના વિશ્વાસ્ય શિષ્ય બની શકતો નથી જે પરસ્પર વિરોધી એવા અનેક ગુરૂઓનો શિષ્ય હોય છે અને જેણે પ્રમાણિકપણ રહેણીથી બતાવી આપ્યુ નથી તથા જેની ગંભીરતાનો પૂર્ણ અનુભવ ન કર્યો હોય તેને શિષ્ય કરવો ન જોઇએ રહેણીથી ગંભીર છે એમ જેણે બતાવી આપ્યુ હોય એવો ગંભીર મનુષ્ય શિષ્ય કરવા યોગ્ય છે ભક્તોમા-શિષ્યોમા-ઉપાસકોમા ગંભીરતા હોય છે તોજ તેઓ ગુરૂની કૃપા મેળવી શકે છે

## ५२ सत्यप्रियतथ्यवक्ता

જે સત્યપ્રિયતથ્યવક્તા છે તે ભક્ત, શિષ્ય, ઉપાસક બની શકે છે જે પ્રિય તથ્ય સત્ય વદી શકતો નથી તે લોકોમાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકતો નથી. સત્ય સમાન કોઇ ધર્મ નથી જે અસત્ય બોલે છે તે કદાપિ વિશ્વાસુ બની શકે નહીં જે સત્ય બોલતો નથી અને અસત્યથી ગુરૂ વગેરેને છેતરે છે તે વીર્યવાન્ આત્મા બની શકતો નથી તથ્ય અને પ્રિય એવું સત્ય બોલનાર જે હોય છે તેને વચનસિદ્ધિ થાય છે જે વિચારીને બોલે છે પરિમિત બોલે છે,' જે સત્ય વદતા ભય-ખેદ મૃત્યુ વગેરેની પરવા રાખતો નથી ગુરૂની આગળ અણુમાત્ર પણ અસત્ય બોલતો નથી તે સ્વગુરૂને પ્રિય થઇ પડે છે સત્યવક્તા ગમે તેવું પાપ કરે છે તો પણ તે ગુરુની આગળ સત્ય બોલવાથી પાપમાંથી મુક્ત થવાના ઉપાયોને પામે છે અને સત્યવક્તા હોવાથી ધર્મના માર્ગે સંચરવા સમર્થ થાય છે દેવગુરૂ ધર્મની મહા હાનિ થાય, ધર્મની હેલના થાય, એવું જે સત્ય બોલે છે પણ તે અસત્ય ગણાય છે સ્વદેશગુરૂપ્રેમી અને જ્ઞાની, સત્યનું વાસ્તવિક સ્વરૂપ સમજી શકે છે અને ગુરૂગમથી સત્ય સ્વરૂપ અવબોધી સત્યવક્તાની રહેણીના અનુભવથી ગુરૂને પ્રિય થાય છે

## ५३ न्यायप्रियः

જે ન્યાય પ્રિય મનુષ્ય છે તે શિષ્યની યોગ્યતાને પ્રાપ્ત કરે છે ન્યાય પ્રિય મનુષ્ય ગુરૂના ઉપદેશને ગ્રહણ કરી શકે છે અને અન્યાયી પક્ષથી અન્યાયીમાર્ગોથી પાછો હઠી શકે છે જેમ જેમ રાગ દ્વેષનો ઉપશમ થાય છે તેમ તેમ ન્યાય પ્રિયતા ખીલતી જાય છે ન્યાય પ્રિય મનુષ્ય સત્ય ધર્મને ગ્રહી શકે છે અને અસત્યનો ત્યાગ કરી શકે છે જે મનુષ્ય ન્યાય પ્રિય હોતો નથી તે રાગ દ્વેષના પક્ષપાતમાં પડે છે અને અજ્ઞાતિ અધર્મ પાપનો ફેલાવવા શક્તિમાન્ થાય છે ન્યાયપ્રિય મનુષ્ય અસત્યનો ત્યાગ કરીને સત્યને ગ્રહે છે તથા જે કોઇના અન્યાયને ન્યાય માની લેતો નથી તે ન્યાયપ્રિય મનુષ્ય છે અને તે વિશ્વપ્રિય અને ગુરૂપ્રિય બને છે માટે ન્યાયપ્રિય મનુષ્ય શિષ્ય યોગ્ય થાય છે,

શિષ્ય યોગ્યતાને પામી શકે વાર ! મુહતાદિદોષપ્રચુરમનુષ્યો સત્યાસત્યની પરીક્ષા કરવા શક્તિમાન્ થતા નથી તેઓ સમયને જાણ્યા વિના યદ્વાતદ્વા બકે છે અને કંઈચિત્ આડું અવળું કહીને કંઈ કરી દે છે માટે તેવા શિષ્યો ત્યાગ કરવા યોગ્ય જાણવા

## ૫૬ देवगुरुधर्माऽपरीक्षकः

જે માનવડ સત્ય દેવ ગુરુ ધર્મની પરીક્ષા કરી શકતો નથી તે સત્ય શિષ્ય બની શકતો નથી કેટલાક અપરીક્ષક ગુરુને ગ્રહણ કરે છે અને પુનઃ એમને ત્યાગીને બીજા ગ્રહણ કરે છે અથવા તો સત્યગુરુની પ્રાપ્તિ કરી શકતો નથી ગૃહસ્થ વર્ગમાં અને ત્યાગી વર્ગમાં ગુરુનો પરીક્ષાપૂર્વક નિશ્ચય કર્યા વિના ગુરુપર દેવસમાન પૂજ્યભાવ ઉત્પન્ન થતો નથી જે ગુરુની જ્ઞાન વડે મહત્તા જાણે છે તે અન્ય કુગુરુઓના તથા દુર્જનોના ભરમાવ્યાથી સ્વગુરુનો ત્યાગ કરી શકતો નથી કેટલાક ગુરુને માને છે અને પશ્ચાત્ પોતાની મન્દબુદ્ધિથી અન્ય ચતુર ધૂર્તોના તથા અન્ય પક્ષ કુગુરુઓના તર્કોથી સ્વનિશ્ચયથી ડગી જાય છે અને અન્યને ગુરુ માને છે એમ મૂર્ખતાથી જીંદગી પર્યંત ગુરુને બદલ્યા કરે છે અને પૂર્વના બદલેના ગુરુઓ પર વિરોધ ભાવ-દ્વેષભાવ ધારણ કરી સામાન્ય નીતિના ગુણોથી પણ ભ્રષ્ટ થાય છે જેણે પૂર્વના ગુરુનો ત્યાગ કર્યો તે અન્ય ગુરુનું પણ કંઈ ઉકાળી શકતો નથી કારણ કે એકવાર એવી અસ્થિરબુદ્ધિ થઈ જાય છે તો પછી ગુરુ બદલવાનો ધંધો થઈ જાય છે સર્વ ગુરુઓ નિર્દોષી હોતા નથી અને નવ ગુરુઓ સર્વથા સદોષીજ હોતા નથી દોષ અને ગુણો તરતમ યોગે સર્વમાં રહે છે માટે ગુરુની પૂર્વથી બરાબર પરીક્ષા કરીને આદરવા અને પશ્ચાત્ તેને દેવવત્ માની સેવા કરવી એક સતી સ્ત્રી એકવાર પતિને અંગીકાર કર્યા બાદ પતિની સાથે છેવટે ચિતામાં બળે છે પતિ ભલે તેવો ગુણી વા અવગુણી હોય પરંતુ એકવાર પરણ્યા બાદ તેનો ત્યાગ કરીને બીજાને પરણતી નથી તે ભલે તેવા પતિને નાથ માની તેની સેવા કરે છે તેમ ગુરુની પરીક્ષા કરી ગુરુ મન્ત્ર ગુરુ દીક્ષા લીધા બાદ પ્રકૃતિ અનુકુલ આવે અગર ન આવે તોપણ ગુરુને દેવ માની તેની ઉત્તમ શિષ્ય સેવા કરે છે તેથી તે શુદ્ધપ્રેમવડે છેવટે ગુરુને અનુકૂળ કરી શકે છે દેવ ગુરુધર્મ શું ? છે તે જે જાણતો નથી તે ગુરુની સેવા કરવા સમર્થ થતો નથી માટે તેવી સ્થિતિવાળો શિષ્ય થાતા નથી

## ૫૭ अभिनिवेशादिसहितः

જે અભિનિવેશ—હઠ કદાગ્રહ સહિત છે તે ત્યાજ્ય શિષ્ય જાણવો જે જાણીને કદાગ્રહનો ત્યાગ કરતો નથી અને અસત્ય ગ્રહ્યું હોય તો પણ ગદ્ધા પુચ્છ પકડનારની પેઠે જે ગ્રહેલા અસત્યનો ત્યાગ કરતો નથી તે શિષ્ય કરવાને યોગ્ય નથી, અને કદાપિ અભિનિવેશીને શિષ્ય કર્યો હોય તો તેને યોગ્ય થવા પ્રયત્ન કરવો છેવટે ઠેકાણે ન આવે એમ લાગે તો તેનો ત્યાગ કરવો આદિ તરફથી કલેશ કરનાર, નારદની પેઠે ખટપટ કરી પરસ્પર શિષ્યોને લડાવનાર તથા શિષ્યોને અને ગુરુને પરસ્પર વિરુદ્ધ સમજાવી વિરોધ પડાવનાર, ગુરુથી વિરોધી એવા મનુષ્યોને ગુરુની ખાનગી વાત કહેનાર તથા ગુરુના ભેગો રહીને ગુરુથી જુદા પડેલા કુશિષ્યોનો ગુપ્તચર બનનાર તથા ગુરુની ઇચ્છા વિરુદ્ધ ભક્ત કરનાર અને પોતાના ખાસ રાગીઓને ગુરુપર અરુચિ પ્રગટે એવું કહે એવું ખાનગીમા સમજાવનાર અને ગુરુનારાગીઓ આગળ ગુરુનું સારૂ બોલનાર વગેરે અવગુણપર આરોહણ કરનાર શિષ્ય ત્યાગ કરવા યોગ્ય છે જે ગુરુની નિન્દા કરવામા પાપ સમજતો નથી અને ગુરુ જો પોતાને અવગુણી કહે છે તો ગુરુને અવગુણી સિદ્ધ કરવા ખાનગીમા અન્ય મનુષ્યોને જે ઘુરૂ કહેતા પાપનો ભય તથા ઇશ્વરનો ભય ગણતો નથી, તે શિષ્ય કરવા યોગ્ય નથી અને કદાપિ કર્યો હોય તો તે ત્યાગ કરવા યોગ્ય છે ઉપર્યુક્ત અભિનિવેશાદિસહિતમનુષ્ય કહેવાને યોગ્ય નથી તો તે શિષ્ય તો ક્યાથી થઇ શકે ? અભિનિવેશાદિ સહિત મનુષ્યો કદાપિ શિષ્ય થાય છે તો તે ગુરુના સામા પડે છે અને ગુરુદ્રોહી બની ગુરુનું અશુભ કરવામા બાકી મૂકતા નથી, અને એવા શિષ્યોથી ગુરુઓને કોઇ જાતનો લાભ મળતો નથી, ઉલટી હાનિ તો અનંત ગુણી થાય છે માટે કુલવાલુક, ગોશાળા જેવા કુશિષ્યોનો ત્યાગ કરવો જોઇએ અભિનિવેશાદિ સહિત કુશિષ્યો પોતાના ગુરુઓની નિંદા કરી અને કલેશ કરી તેમને ખરે છે, તેમની હલકાઇ કરવા કંઇ બાકી રાખતા નથી અને ઉપરથી બગલા ભગત જેવા અને પરદેશી રાજાની સૂરિકાન્તા રાણી જેવી દશાને ધારણ કરે છે

## ૫૮ दंभवर्तनशीलः

જેનુ કપટમય આચરણ છે તે દંભવર્તની ગણાય છે જેના ક્રિયાયોગમા

અને આચારોમા કપટ છે જે ગુરૂની સાથે પણ વિચારોમા અને આ
દભ ગણે છે તે શિષ્ય ત્યાગ કરવા લાયક છે દભી મનુષ્યનો
કદાપિ ન કરવો જોઇએ કારણ કે મેલા મનનો, ઘોરામનનો દભ
વખતે શુ કરશે ? તે પહેલાથી જાણી શકાતુ નથી દભી મનુષ્યોમા
લોભ પ્રપચ વગેરે દોષો રહે છે તેઓ વિશ્વાસીઓને ઠગે છે અને તે
જીવનને ધૂળમા રગદોળે છે દભી મનુષ્યોના પર વિશ્વાસ મૂકવાના
મરણના તાબે થવુ એ સારૂ છે હૃદયમા પ્રવેશીને દભી મનુષ્યો
ઘાત કરે છે અને સ્વાર્થ સાધે છે અતરમા અને બાહ્ય વર્તનમા ફેરવાળા
મનુષ્યો પ્રતિજ્ઞાઓનો ભગ કરે છે દભી, ક્ષણમા અમિત્ર કુશિષ્ય, કુમ
બની જાય છે જેનો દભી સ્વભાવ છે તે ગુરૂને પણ ઠગે છે અને તેને
ધૂળમા રગદોળવા કપટબાજીના ખેલો ખેલે છે પરતુ અતે સત્યનો
થાય છે તેથી દભી મનુષ્યોનુ જોર વધી જતુ નથી વિનયરત્ન સાધુ
અને તેણે [illegible]યી રાજાનો ઘાત કર્યો સ્વગુરૂનો પણ તેથી નાશ થયો
દભી મનુષ્યોથી દૂર રહેવુ જોઇએ જ્યારે આવી સ્થિતિ છે તો દ
મનુષ્યને શિષ્ય તો કરાય જ કેમ ? ગૃહસ્થોએ અને ત્યાગીઓએ વિ
ધર્માદિ તત્ત્વોના પ્રચાર માટે શિષ્યો કરતા પૂર્વે દભીના લક્ષણ તપાસ
અને દભીઓનો ત્યાગ કરવો

## ૫૯ त्याज्योगुरुद्रोही

ગુરૂદ્રોહી ત્યાજ્ય છે ગુરૂનો વિશ્વાસઘાત કરનાર, ગુરૂને છેતરનાર,
ગુરૂનાપર આળ ચઢાવનાર ગુરૂના ગુપ્ત વિચારોને બહારમા પ્રકાશનાર ગુરૂની
નિન્દા-હેલના કરનાર ગુરૂનુ અપમાન થાય એવી રીતે વર્તનાર, ગુરૂના
પરથી ભાવ ઉતરી જાય એવી ગુરૂ વિરૂદ્ધ ખટપટ કરનાર ગુરૂનાપર અરૂચિ
દ્વેષધારણ કરનાર ગુરૂના છતા વા અછતા છિદ્ર ઉઘાડનાર ગુરૂને તુચ્છ
માનીને પોતે મહાન બની ગુરૂને ધિક્કારનાર ગુરૂના કરતા સ્વય વિશેષ
પૂજ્ય મહાન્ બને એવી ખોટી ખટપટ કરનાર ગુરૂના દોષ દેખનાર વાત
વાતમા ગુરૂની ભૂલો કાઢનાર અને ગુરૂના વિચારોને અને આચારોને ખાન
ગીમા ધિક્કારી નાખનાર ગુરૂદ્રોહી જાણવો. આ વિશ્વમા ગુરૂદ્રોહ સમાન કોઇ
પાપ નથી ગુરૂદ્રોહીને પ્રાયશ્ચિત્ત મહાન્ આવે છે અને તે મહા પશ્ચાત્તાપ વિના
ટળતુ નથી ગુરૂદ્રોહીની અશુદ્ધ શુદ્ધિ થઇ જાય છે અને તેને મત્રો ઉપા
સનાઓ, અનુષ્ઠાનો સિદ્ધ થતા નથી ગુરૂદ્રોહી જે પાપ કરે છે તે પાપને

મ કરી શકતો નથી' ગુરુદ્રોહથી દેવગુરુ ધર્મપરની શ્રદ્ધા ટળી જાય
એ તેવી ધર્મભ્રષ્ટી એળે જાય છે ગુરુદ્રોહ કરવાના કરતા
ગથી દૂર થઈ વનમા વાસ કરી ભજન કરવુ અને તેમની આશા
ર્ન ન થાય એવી રીતે વર્તવાથી આત્મકલ્યાણ થાય છે ગુરુદ્રોહી ગુરુની
રે ગુરુને છેતરે છે અને ગુરુની કીર્તિ, પ્રતિષ્ઠા, પૂજ્યતા, મહત્તાનો
ગ પ્રયત્ન કરે છે અને ગુરુની આજ્ઞાઓને લોપે છે તે કદાપિ દભી
ર્થી ગુરુના ભક્તોની રાગીઓની આગળ કલાયુક્તિથી પોતે સારો ગણાય
એમ પ્રગતિ કરે છે પણ અંતે તે સર્વ જાણવામા આવે છે અને તેથી તે
ઝી પડી જાય છે ગુરુદ્રોહી ન બનવુ એજ ગુરુના શિષ્યનુ મુખ્ય કર્તવ્ય
છે જે ગુરુદ્રોહી હોય છે તે દભી હોય છે તે મૂઢતાદિ દોષ વિશિષ્ટ હોય છે
તે સ્વાર્થના નિર્મમતા અને હૃદયશૂન્ય હોય છે તથા ગુરુપ્રેમશ્રદ્ધાથી ભ્રષ્ટ
હોય છે

## ૬૦ अनुचितविरुद्धाचारसेवकः

જે ગુરુની પાસે ઉચિત વ્યવહારિક આચારોને સાભળે છે છતાં ગુરુની
આજ્ઞાથી ભ્રષ્ટ થઈ ગુરુને યોગ્ય ન લાગે એવા તથા સજ્જનોને યોગ્ય ન
લાગે એવા અનુચિતવિરુદ્ધાચારનો સેવનારો હોય છે તે ગુરુના નામને
કલકે છે અને સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે માટે શિષ્ય કરવા યોગ્ય નથી
દુર્જન ધૂર્ત, અત્યાચારી, નિર્દય, લુચ્ચા, નફ્ફટ, લોકોની સગતિ કરનાર તથા
અનુચિત વિરુદ્ધાચારનુ સેવનાર જે બને છે તે ગુરુ કરીને કઈ કર્તવ્ય
કરી શકનારો બનો નથી જે ગુરુની મહત્તા સમજ્યો છે અને જે ભિન્નની
પ્રભુરૂપની મૂર્તિની ઉપાસના કરવાથી ફળ પ્રાપ્ત થાય છે એમ સમજે
છે ગુરુની આજ્ઞા વા મરજી વિરુદ્ધ કર્મો કરતો નથી જે લજ્જા વિનાનો
હોય છે અને નાગોઘાટ હોય છે તે ગુરુને પણ પી જાય છે અને અનુચિત
કર્મ કરે છે તેવો મનુષ્ય કદાપિ શિષ્ય બન્યો હોય તો પણ ત્યાગ કરવા
યોગ્ય છે તથા શિષ્ય થવા આવ્યો હોય તોપણ ત્યાગ કરવા યોગ્ય છે

## ૬૧ गुरुप्रत्यनीकः

જે દ્વિજ, ગુરુમહારાજ, તેમજ વડીલોના પ્રતિ વૈર રાખનાર હોય,
માર્ગ સિદ્ધ ન થતાં ગુરુનો દ્વેષ અને પ્રમોદના સ્થળ ભૂલી ગુર્વાદિકની

માન હાનિ પહોંચાડતો હોય તે શિષ્ય ત્યાગ કરવા લાયક છે કારણ કે તેનાથી અન્ય શિષ્યોની ખરાબ સ્થિતિ થાય છે તેથી દુર્જનોનો પક્ષ વધે છે ગુરૂજનોને હાડમારી ભોગવવી પડે છે આ પ્રમાણે પણ જોવામાં આવે છે કે તેવા જનોનો ત્યાગ કરવો તે અધિક શ્રેષ્ઠ છે ઉપરોક્ત કથિતલક્ષણોપેતશિષ્ય ગોશાળાના જેવો સમજવો જેમ ગોશાળો ભગવાન શ્રી વર્ધમાન સ્વામીને અનેક રીતે દુષિત કરવા પ્રયત્ન કરતો હતો ગુરૂજનોની વારંવાર નિન્દા કરવામાં સંતોષ માનનાર ગુરૂ દ્વેષીજનોમાં ભળી સ્વ મુખથી ગુરૂદ્વેષીને મદદ કરવી તથા ગુરૂજનો પ્રતિ પ્રેમભાવ રાખવાવાળા મનુષ્યોને પક્ષાતરમાં બતાવી ગુરૂ હેલના કરવી, સ્વમુખથી અન્યજનોના દુર્ગુણ અને સ્વગુણોનો પ્રકાશ કરવા ઇત્યાદિ લક્ષણોપેતશિષ્ય તે ગુરૂપ્રત્યનીક સમજવો અને તેવા શિષ્યોનો સત્વર ત્યાગ કરવો તેજ ગુરૂજનોની ફરજ છે જે ગુરૂનો આશ્રય પામી મોટો થઇ ગુરૂનો પ્રતિપક્ષી બને છે તેના કરતાં કૃષ્ણસર્પ સારો જાણવો ગુરૂના પ્રતિપક્ષીઓ પણ તેવા નીચ શિષ્યની દુષ્ટતા માટે અંતરમાં ધિક્કાર દર્શાવે છે જે ગુરૂના સામો પડે છે તે ભક્ત શિષ્ય ઉપાસક બની શક્તો નથી ગુરૂ પ્રત્યનીકદુર્જનશિષ્યોનો ત્યાગ કરીને ગુરૂઓએ સુશિષ્યોને પાસે રાખવા જોઇએ.

## ૬૨ માતૃપિતૃગુરુજનેષ્વભક્ત.

માતાપિતા ગુર્વાદિકને વિષે ભક્તિ વિનાનો મનુષ્ય શિષ્ય થવાને લાયક નથી તથા તે પ્રકારનો શિષ્ય થયેલ હોય તો સ્વસમુદાયથી ત્યાગ કરવા યોગ્ય છે

માતા કે જેનો ઉપકાર આપણાથી કદી ભૂલી શકાય તેમ નથી તેમ જેનો બદલો આપસે પ્રાપ્ય. કદાપિ વાળી શકીએ તેમ નથી જે માતાએ આપણા ભલાના માટે લઘુ અવસ્થામાં અનેક કષ્ટો સહન કર્યાં લઘુ અવસ્થામાં અનેક પ્રકારે લાલન પાલન કર્યું તેમજ ગરીબ માતાએ તો અનેક કષ્ટો સહન કરી પુત્રોને મોટા કર્યા છતાં જ્યારે ઉપકારી માતા પ્રતિ ભક્તિ ભાવ નહિ રાખ્યો અનેક પ્રકારે માતાને કષ્ટ આપી સ્વદારાને વશ થઇ અસભ્ય વચનનો ઉપયોગ કરી માતાને સંતાપ આપ્યો હોય તેવાને શિષ્ય ન કરવો જોઇએ આરીએ વર્તન તેમજ પિતા જે જીંદગી પ્રયત્નના ઉપકારી છે તો તેના પ્રતિ પણ અયોગ્ય વર્તન કરે છે માતાપિતા કરતાં પણ ગુરુ

જો અત્ર ઉપકારી છે, અને ગુરૂજનો આ ભવ ભવોભવ ઉપકારી છે તેથી ગુરૂ પ્રતિ ભક્તિ વિનાનો અને કોઇ પણ રીતે સંતોષ નહિ આપનાર શિષ્ય તે ત્યાગ કરવા લાયક છે

માતાપિતા ઉપકારી સ્વામી, સ્ત્રી, વૃદ્ધ જનોનો જે અભક્ત હોય છે તે ગુરૂઓનો ઉપકાર જાણીને તે પ્રમાણે વર્તવા શક્તિમાન્ થતો નથી, માટે તેવાને શિષ્ય ન કરવો કદાપિ શિષ્ય કર્યો હોય તો તે સુધરે એવો તેની ચાલથી અનુભવ આવે ત્યારે તેને શિષ્ય કરવો જે માતા, પિતાદિ ગુરૂ જનોનો ઉપકાર અને તેઓની પૂજા કરવા સમર્થ થયો નથી તે ગુરૂવર્ગની પૂજા ભક્તિ, સેવા કરવા શક્તિમાન્ થતો નથી માતા પિતામાં જેને પ્રેમ લાગણી નથી તેને ગુરૂપર પ્રેમ લાગણી પ્રગટી શકે નહીં જે માતા પિતાની આજ્ઞાનો તિરસ્કાર કરે છે અને તેઓને સંતાપે છે, ગુરૂની આજ્ઞાનો ભંગ કરી તેઓને સંતાપ્યા વિના રહેતો નથી માટે ગુણીને શિષ્ય કરવાની જરૂર છે અને માતા પિતાદિનો અભક્તજન શિષ્ય થવા આવે તો તેનો ત્યાગ કરવો

## ६३ मातृपितृगुरुजनोपकारलोपकः

માતાદિના ગુરૂજનોના ઉપકારનો લોપ કરનાર શિષ્ય ત્યાગ કરવા લાયક છે માતાએ અનેક દુઃખ સહન કર્યા તેનો લોપક તેમજ પિતાએ અનેક રીતે લાલનપાલન કરી નાના મોટા થવા સુધી અનેક રીતે સંતેષી લાયક બનાવ્યો, આદિ પિતાના ઉપકારનો ઘાતક વા લોપક તથા ગુરૂજનોએ મહેનત કરી પ્રેમભાવ રાખી વહેવાર નિશ્ચયમાં પ્રવીણ કરી ગુરૂજનોના નામથી પ્રતિષ્ઠા પામેલ હોય છતાં અનેક રીતે ગુરૂજનોના ઉપકારનો લોપક શિષ્ય અન્ય બીજાં સારાં કાર્ય કરતો હોવતો પણ તેનો ત્યાગ કરવો તેજ આતિશય સાધક છે

માતાપિતા ગુરૂજનો લૌકિક ઉપકારી ગણાય છે જે માતાપિતા ગુરૂજનોના ઉપકારનો લોપ કરે છે તે ધર્મ પ્રાપ્ત કરવા લાયક હોતા નથી ગૃહસ્થ વર્ગ તથા ત્યાગીવર્ગે શિષ્ય લોભમાં પડી શિષ્યની યોગ્યતા વિના શિષ્યો કરી દુનિયામાં અશાંતિ અધર્મનો ફેલાવો કર્યો છે જે કરના ઉપકાર વગેરેનો લોપ કરે છે અને કૃતઘ્ન બને છે તેને વિદ્યા ધર્મ વગેરે તત્વ ન આપવા જોઇએ યોગ્યતા વિના અયોગ્યને વિદ્યાધર્મ આપવાથી વિશ્વમાં અધર્મની ઉત્પત્તિ થાય છે અને ગુરૂજનોનો નાશ થાય છે જે વિદ્યા ગુરૂ-

ધર્મગુરૂ, ત્યાગીગુરૂના ઉપકારનુ વર્ણન કરતો નથી ઉલટુ, તેઓ અપકાર કરનારો છે કઇપણ સમજતો નથી ભોળા મૂર્ખાગુરૂ છે, તેમને નાગમ પની નથી એમ પોતાના રાગીઓને આગળ કહી પોતે મહ્ક બનવા જાય છે તે મૂર્ખ કૃતઘ્ની કુશિષ્ય કુભક્ત ઠરે છે અને તે કર્યુ તેવુ અતિ પામી મહાદુ ખી થાય છે ગુરૂને બાળે છે તે બળે છે અને ગુરૂ ને ઠારે છે તે ઠરે છે વાવશો તેવુ લણશો કરશો તેવુ પામશો જેવા કર્મ કરશો તેવા ભોગવશો કુશિષ્યો ગુરૂઓને વારવાર સતાપ્યા કરે છે અને તેઓ ગુરૂઓને પોતાના તાબે કરવા ઇચ્છે છે તેવા કુશિષ્યો મરીને દુર્ગતિમા જાય છે અને આ ભવમા પણ તેઓ સુખશાન્તિ સમાધિ પ્રાપ્ત કરી શકતા નથી

## ६४ लज्जादिगुणरहित

જેનામા લજ્જા નથી કૃતજ્ઞતા નથી સરલતા નથી, શુદ્ધબુદ્ધિ અને દક્ષતા નથી, ગુરૂ પારતન્ત્ર્ય પ્રવૃત્તિ નથી ગુરૂની પ્રસન્નતા મેળવવાની કાળજી નથી ગુરૂ સબધી ખાસ લાગણી નથી ગુરૂની સાથે અતરથી મેળ નથી, જેના હૃદયમા સમર્પણ ભાવ નથી તે ગુરૂનો શિષ્ય થવા આવે તો પણ તેનો ત્યાગ કરવો જોઇએ જેનામા લાજ હોય છે તે ઠેકાણે આવી શકે છે લાજ વિનાનો નાગો મનુષ્ય ગુરૂની આગળ ભાડના જેવી ચેષ્ટા કરે છે અને તેનાથી ઉલટા અન્ય મનુષ્યો અધર્મ પામે છે જેનામા લજ્જાદિગુણ નથી તે મનુષ્યની ગણતરીમા ગણાતો નથી તો તે શિષ્ય ક્યાથી બની શકે નાગો નફ્ફટ મનુષ્ય ગુરૂને ધમધમાવે છે અને હજારો પ્રકારના ઉત્પાતો કરે છે તે પોતાની મરજી પ્રમાણે વર્તે છે અને ગુરૂને પણ બેઆબરૂ કરવા પ્રવૃત્તિ કરે છે બાવળના કાટા સમા તથા પરવશી શુકર સમાન તેવા શિષ્યોનો ત્યાગ કરવો એજ હિતશિક્ષા છે

## ६५ भ्रमितबुद्धि

જેની ક્ષણે ક્ષણે અન્યમનુષ્યોના કહેવાથી બુદ્ધિ ફરી જાય છે તે ભ્રમિતબુદ્ધિશિષ્ય જાણવો. જે કાનનો કાચો અક્કલનો દુશ્મન ધનો શૂન્ય તથા અન્યની બુદ્ધિ પ્રમાણે ચાલનારો હોય છે તે ત્રણ પાયાનો મનુષ્ય ગણાય છે ગગાએ જાય તો જમનાદાસ જે મને છ ગે મ

જેવા તે બની જાય છે પણ આજુબાજુનો વિચાર કરતો નથી તે અમિતબુદ્ધિ જાણવો જે દુર્જનોના ભમાવ્યાથી ગુરુની શ્રદ્ધાથી ભ્રષ્ટ થાય છે ગુરુનો ત્યાગ કરે છે વા ગુરુ મળ્યા અન્યોના કહેવા પ્રમાણે ગુરુ વિચાર ધારે છે સમજ્યા વિના ગમે તેવાના વિચારની અસરથી જે ગમે તેમ બોલે છે તે અમિતબુદ્ધિ જાણવો અમિતબુદ્ધિ ગમે ત્યાંથી સાર ખેંચી શકતો નથી, પણ ઉલટો તે રાજસ અસ્થિરબુદ્ધિ, અનિશ્ચય અને કાયા માયા વિવેક રહિત બને છે તેથી તેવા શિષ્ય ત્યાગ કરવા યોગ્ય કરે છે પરન્તુ હેતુ પાણીની પગ પનોતે કે ભાગે પૈમાગની પગ પનોતે કે તેમ જે સજ્જન ગુરુઓની પાસે જાય છે તો ત્યાં પણ હાજી હા કરે છે અને અસત્ય ગુરુઓ મળે કે ત્યાં પણ હાજી હા કરે છે પણ પૂર્ણ ગુરુના નિશ્ચય મનથી કદાપિ વિચાર કરી શકતો નથી એવો અજ્ઞાની મૂઢ અમિતબુદ્ધિ કહેવાય છે પાણીના પરપોટાના જેવી અમિતબુદ્ધિવાળાની શ્રદ્ધા હોય છે, તેનો પ્રેમ પણ ક્ષણે ક્ષણે નિમિત્તો પામીને ફરે છે તે સ્થિર બની રહેતો નથી જે ક્ષય કરતાં મગજને મહાન્ માની તર્કવિતર્કો કરે છે પણ સ્થિરપ્રજ્ઞાને પામી શકતો નથી તે અમિતબુદ્ધિવાળો મનુષ્ય ઘડીમાં નવનવરંગો બદલે છે માટે તે મનુષ્યને શિષ્ય કરવાથી ઉલટી ગુરુને ઉપાધિ થાય છે અને ગુરુના બોધની વચનપતાકાની પેઠે તેને અસર થતી નથી વિરોધીના મનની પેઠે તથા ભોગીના ચકડાની પેઠે તેના મનની અસ્થિરતા હોવાથી તે બોલે છે, પ્રતિજ્ઞા કરે છે તે પ્રમાણે વર્તી શકતો નથી ઘડીમાં અમુકગુરુને પકડે છે અને ઘડીમાં અન્યના ભરમાવ્યાથી અન્યગુરુને પકડે છે અને પૂર્વના ગુરુનો ત્યાગ કરે છે પુન વળી તેમાં પ્રવૃત્તિ નિવૃત્તિ કરે છે એક ગુરુપર આસ્થા રાખી શકતો નથી, દુધમાં અને દહીંમાં પગ રાખવાની પેઠે પરસ્પર વિરોધી ગુરુઓને પકડે છે અને ત્યાગે છે ઘણું કહ્યા છતાં પણ જેને સાન વળતી નથી એવા અમિતબુદ્ધિ મનુષ્યને ભક્ત, શિષ્ય, ઉપાસક ન કરવો જોઇએ તેનો ત્યાગ કરવો જોઇએ

## ૬૯ ॥ સસક્ત ॥

જે જ્યાં જાય ત્યાં તેનો થઇ જાય તેને સસક્ત કહે છે જેવાની સંગતિમાં આવે તેવો જે બની જાય છે તે સસક્ત કહેવાય છે અમિતબુદ્ધિ મનુષ્ય સસક્ત બને છે જેના સમાગમમાં આવે છે તેના વિચારોની અને આચારોની તુર્ત તેનાપર અસર થાય છે અને પૂર્વના વિચારો અને આચારો

મારા હોય તો પણ તેનો જે તત્ક્ષણમા ત્યાગ કરે છે એ પ્રમાણે જીવનમા સમાગમમા આવનારે સારા યોગની અસર મેસમેરિઝમની પેઠે તુર્ત થાય છે એમ વારવાર જેને અસર થયા કરે છે તેને સસક્ત કહે છે સસક્ત મનુષ્ય શિષ્ય બને છે અને પશ્ચાત્ અન્યોના સમાગમમા આવતા, તેઓની અસરથી તુર્ત તદનુરૂપી પણ બને છે આ પ્રમાણે જેનામા થયા કરે છે તે આત્માનુ કલ્યાણ કરવા સમર્થ થતો નથી જેનામા દૃઢ શ્રદ્ધા નથી પૂર્ણ સમજાવ્યા છતા અને તેનો દૃઢનિશ્ચય કરાવ્યા છતા નિરપેક્ષપણે જે અન્યોના સમાગમની વિરુદ્ધ ક્રિયાઓનો ધારણ કરનાર બને છે તે મધ્ય ફલને-વિવેકને પ્રાપ્ત કરી શકતો નથી અમિતબુદ્ધિવાળા કરતા સસક્તમા જેવા મળે તેવાઓની પ્રવૃત્તિમા ભળી જવાની મુખ્યતા વર્તે છે અમિત બુદ્ધિવાળાની બુદ્ધિમા ભ્રમ થાય છે અને સસક્તને તો બુદ્ધિભ્રમ કરતા વિશેષ એ હોય છે કે તે તો જેવો મળે તેવો તુર્ત થઈ જાય છે તેને તો પૂર્વનુ ખરૂ કે આ ખરૂ એવો ભ્રમ પણ થતો નથી એતો મળેલા જેવો બુદ્ધિમા અને આચારમા બની જાય છે

## ૬૭ ગુર્વાશાતનાકારક

જે ગુરૂની આશાતના કરનાર છે તે ત્યાજ્ય શિષ્ય છે ગુરૂના સામુ બોલનાર, ગુરૂની મશ્કરી કરનાર ગુરૂને વારવાર ઠપકો દેનાર ગુરૂ કરતા પોતાને મહાન્ માનનાર, ગુરૂ પાસે આવનારાની આગળ પોતાનુ ડહાપણ ચલાવીને વચમા બોલનાર ગુરૂના કરતા ઉંચા આસને વા સમાન આસને બેસનાર, ગુરૂના બોલવામા જે ભૂલ કાઢનાર ગુરૂના કર્તવ્યો સબધી પોતાની પાસે આવનાર પાસે ટીકા કરનાર ગુરૂ આવ્યાથી જે ઉભો ન થાય, ગુરૂ પછી જે ન બેસનાર હોય, ગુરૂના સમાન પોતાની પૂજા ઇચ્છનાર, ગુરૂથી ભિન્ન પોતાનો પક્ષ જમાવનાર પોતાની ભૂલ ઉઘાડી ન પડે તે માટે સામા ગુરૂના દોષો વદનાર ગુરૂના કાર્યો કરીને જાણે ગુરૂનુ ઘણુ કામ કર્યું હોય એવી રીતે પોતાની પ્રશસા કરનાર ગુરૂના સામો પગ ચઢાવીને બેસનાર, ગુરૂને પ્રત્યક્ષમા વા ખાનગીમા તુચ્છકાર કરનાર, ગુરૂ કહે તે પ્રમાણે ન ઉલટો વર્તનાર ગુરૂને પજવી આનન્દ માનનાર ગુરૂની સામે કૈ દુર્ભાગ્ય એવુ વદનાર ગુરૂની હીલના થાય એવી પ્રવૃત્તિ કે બેઅદબ કરનાર ગુરૂપર પ્રેમ ન ધારનાર, ગુરૂની આગળ ગુરૂના બોલાવ્યા છતા જે ન બોલનાર ગુરૂ શિક્ષામણ

ર જનાર, ગુરૂના હુકમનો અનાદર કરનાર, ગુરૂના નામરૂપ પ્રેમ કરતા પોતાના નામ રૂપમા વિશેષ મમતા રાખનાર, ગુરૂની સાથે ભેદ રાખનાર, ગુરૂની નિન્દા શ્રવણ કરનાર, ગુરૂ માટે બેદરકારપણું રાખનાર, શિષ્ય ખરેખર ગુરૂની આશાતના કરી શકે છે અને તેથી તે ગુરૂદેવની કૃપા તથા આશીર્વાદને પ્રાપ્ત કરી શકતો નથી ગુરૂની આશાતના કરનારના અશુભ અવતારો થાય છે અને તે આત્માની ઉન્નતિ કરી શકતો નથી પૂર્ણપ્રેમ અને પૂર્ણશ્રદ્ધા તથા વિવેક વિના આશાતનાઓ ટળતી નથી

## ૬૮ विषयासक्तः

જે જડ વિષયોમા આસક્ત રહે છે તે વિષયોનો શિષ્ય બને છે, પરંતુ ગુરૂનો શિષ્ય બની શકતો નથી જેના મનપર વિષયવાસના હુકમ ચલાવે છે તે વાસનાનો શિષ્ય છે જેનાપર મન હુકમ ચલાવે છે તે મનનો શિષ્ય છે, પરંતુ ગુરૂનો શિષ્ય નથી જે વિષયેચ્છાનો દાસ છે અને તે માટે ગદ્ધાવૈતરૂં કરે છે પણ આત્મસુખ માટે ગુરૂની જે સેવા કરતો નથી તે ગુરૂનો શિષ્ય વા ભક્ત બની શકતો નથી ગુરૂના જ્ઞાન અને ગુરૂવન્દન કરવામા જે બેદરકાર છે અને વિષયોની પ્રાપ્તિ કરવામા જે ભગીરથ પ્રયત્ન કરે છે તે ગુરૂનો શિષ્ય ભક્ત બની શકતો નથી વિષયસુખની લાગણી કરતા જેને ગુરૂનાપર વિશેષ લાગણી નથી તે ગુરૂનો શિષ્ય ગણાતો નથી પોતાની કીર્તિ નામરૂપનો મોહ અને વિષયસુખોમા મગ્ન બનીને જે ગુરૂની સભાળ, ગુરૂના દર્શન, ગુરૂની ચાકરી કરતો નથી અને ગુરૂ માટે જેને અતરૂથી વિશેષ લાગણી કાળજી નથી તે ગુરૂનો શિષ્ય બનતો નથી અને શિષ્ય ગણાવવા લાયક થતો નથી જે ગુરૂ કરતા અન્યોને વિશેષ સુખકારક માને છે તે હજી ગુરૂ કરવામા સમજ્યો નથી તો ગુરૂનો શિષ્ય તે ક્યાથી બની શકે ? ગુરૂપ્રતિ પોતાની ફરજો બજાવવામા જે વિષયાસક્તિથી પરાઙ્મુખ થઇ જાય છે તે ગુરૂનો શિષ્ય બની શકતો નથી ગુરૂ આગળ જે નામરૂપ મોહને ભૂલતો નથી તે ગુરૂનો શિષ્ય બની શકતો નથી ઝાડે જતા, પેશાબ કરતા નહાતા ધોતા જેને વખત મળે છે પણ જેને ગુરૂના દર્શન કરવા જતા વખત મળતો નથી તે ગુરૂનો ભક્ત, શિષ્ય, ઉપાસક બની શકતો નથી વિષયાસક્તિથી જે ગુરૂના ઉપદેશની સામા થનાર હોય તથા ગુરૂને વિષયાસક્તિથી તુચ્છ માનનાર હોય એવા શિષ્યોનો ગુરૂએ ત્યાગ કરવો જોઇએ

## ૬૯ अपरिचित

જેનું કુલ અપરિચિત હોય, જેનો વંશ અપરિચિત હોય, જેના વિચારો અને આચારો અપરિચિત હોય, જેની પ્રકૃતિ અપરિચિત હોય, જેનો બહુમાન સાથે વસીને પરિચય ન કર્યો હોય તથા જે ગુરૂના વિચારોથી અને આચારોથી અપરિચિત હોય ગુરુની પ્રકૃતિથી અપરિચિત હોય ગુરુના ગુણોથી અપરિચિત હોય ગુરૂને અને પોતાને મેળ મળે છે કે નહિ, તેનાથી જે અપરિચિત હોય તેવો મનુષ્ય શિષ્ય કરવા યોગ્ય નથી અનેક કારણોથી મનુષ્યો શિષ્યો થવા આવે છે પરંતુ બહુપરિચયમાં આવ્યા વિના તે અને તેના ગુણ દોષ જાણ્યા વિના શિષ્ય કરવાથી અનેક દુઃખોના ભોગી ખરેખર ગુરૂઓને થવું પડે છે દેશ, કુલ, જન્મભૂમિ જાતિ આચાર અને વિચારોનો બહુપરિચય કરવાથી મનુષ્યના ગુણ દોષોની પરીક્ષા કરી શકાય છે 'સોનું જોવું કસી અને મનુષ્ય જોવું વસી' એ કહેવત પ્રમાણે મનુષ્ય પોતાના સહવાસમાં ઘણા કાળ સુધી આવે છે તો તેના ગુણદોષનો અનુભવ થાય છે તે વિના એકદમ કોઈને શિષ્ય કરવાથી ઘણો પસ્તાવો થાય છે જ્યાં જાતિભેદ હોય વર્ણભેદ દેશભેદ ધર્મભેદ જ્યાં સ્વાભાવિક પરસ્પર વૈર ક્રોધ જેવી દશા થઈ હોય ત્યાં બહુપરિચય કરીને શિષ્ય કરવાની જરૂર પડે છે અન્યથા પોતાનો નાશ થાય છે શિષ્ય લોભથી જેઓ અપરિચિત મનુષ્યને શિષ્ય કરે છે તેઓ સ્વપરને લાભ સમર્પી શકતા નથી જેના ગુણોને અને દોષોને પરિચિત કરવામાં આવે છે અને જેની પ્રકૃતિનો પરિચય કરવામાં આવે છે તેના જીવન સંબંધી ભવિષ્યનો [illegible]રી શકાય છે અને તેને સુધારવા સંબંધી નિશ્ચય કરી શિષ્ય કરવા[illegible] છે તો તે લેખે આવી શકે છે અપરિચિતમનુષ્ય શિષ્ય કરવ[illegible]

છે તેને અગુરૂ અને ગુરૂ સર્વે સમાન છે તેથી એ ધર્મની આરાધના કરવાને અને શિષ્યની ફરજ અદા કરવાને શક્તિમાન્ થતો નથી તે સત્ય અને અસત્યનો ભેદ પાડવાને શક્તિમાન્ થતો નથી માટે તેવાને શિષ્ય કરવો તે કઇ રીતે યોગ્ય નથી

## ૭૧ समितिगुप्तिविराधकः

જે સમિતિ અને ગુપ્તિનો વિરાધક છે તે શિષ્ય થવાને લાયક નથી જે વિવેક વિના મન, વચન અને કાયાની પ્રવૃત્તિ કરે છે તે શિષ્ય [illegible] યોગ્ય નથી જે મનને ગોપવી શક્તો નથી, મનનો સયમ કરી શક્તો [illegible] મનમા ઉત્પન્નથનાર અશુભ ઇચ્છાઓનો સયમ કરી શક્તો નથી, મનમા [illegible] અશુભ વિચારોને જે દાબમા રાખી શક્તો નથી તથા જે વચન [illegible] ધરાવી શક્તો નથી અને કાયાને ગોપવી શક્તો નથી તે આત્મચા[illegible] ખીલવી શક્તો નથી અપવાદ્ચારિત્ર સમિતિ છે અને ઓત્સર્ગિક [illegible] ગુપ્તિ છે મન, વચન અને કાયાની પ્રવૃત્તિમા અને નિવૃત્તિમા જે [illegible] બન્યો નથી તે ગુરૂની પાસે શિષ્ય, દીક્ષા ગ્રહવાને યોગ્ય થયો નથી

## ૭૨ गुर्वाज्ञानिषेधकः

# ६९ अपरिचित

જેનું કુલ અપરિચિત હોય, જેનો વંશ અપરિચિત હોય, જેના વિચારો અને આચારો અપરિચિત હોય, જેની પ્રકૃતિ અપરિચિત હોય જેના બહુમાન સાથે વસીને પરિચય ન કર્યો હોય તથા જે ગુરૂના વિચારોથી અને આચારોથી અપરિચિત હોય, ગુરૂની પ્રકૃતિથી અપરિચિત હોય ગુરૂના ગુણોથી અપરિચિત હોય, ગુરૂને અને પોતાને મેળ મળે છે કે નહિ, તેનાથી જે અપરિચિત હોય તેવા મનુષ્ય શિષ્ય કરવા યોગ્ય નથી. અનેક કારણોથી મનુષ્યો શિષ્યો થવા આવે છે પરન્તુ બહુપરિચયમાં આવ્યા વિના તે અને તેના ગુણ દોષ જાણ્યા વિના શિષ્ય કરવાથી અનેક દુઃખોના ભોગી ખરેખર ગુરૂઓને થવું પડે છે. દેશ, કુલ જન્મભૂમિ, જાતિ, આચાર અને વિચારોનો બહુપરિચય કરવાથી મનુષ્યના ગુણ દોષોની પરીક્ષા કરી શકાય છે. 'સોનું જોવું કસી અને મનુષ્ય જોવું વસી' એ કહેવત પ્રમાણે મનુષ્ય પોતાના સહવાસમાં ઘણા કાળ સુધી આવે છે તો તેના ગુણદોષનો અનુભવ થાય છે તે વિના એમ ને એમ કોઈને શિષ્ય કરવાથી ઘણો પસ્તાવો થાય છે. જ્યાં જાતિવૈર હોય વર્ણભેદે દેશભેદે, ધર્મભેદે જ્યાં સ્વાભાવિક પરસ્પર વૈર વિરોધ જેવી દશા થઈ હોય ત્યાં બહુપરિચય કરીને શિષ્ય કરવાની જરૂર પડે છે અન્યથા પોતાનો નાશ થાય છે. શિષ્ય લોભથી જેઓ અપરિચિત મનુષ્યને શિષ્ય કરે છે તેઓ સ્વપરને લાભ સમર્પી શકતા નથી. જેના ગુણોને અને દોષોને પરિચિત કરવામાં આવે છે અને જેની પ્રકૃતિનો પરિચય કરવામાં આવે છે, તેના જીવન સંબંધી ભવિષ્યનો વિચાર કરી શકાય છે અને તેને સુધારવા સંબંધી નિશ્ચય કરી શિષ્ય કરવા પ્રવૃત્તિ [illegible] છે તો તે લેખે આવી શકે છે. અપરિચિતમનુષ્ય શિષ્ય કરવા [illegible]

છે તેને અગુરૂ અને ગુરૂ સર્વે સમાન છે તેથી એ ધર્મની આરાધના કર વાને અને શિષ્યની ફરજ અદા કરવાને શક્તિમાન થતો નથી તે સત્ય અને અસત્યનો ભેદ પાડવાને શક્તિમાન થતો નથી માટે તેવાને શિષ્ય કરવો તે ઇ રીતે યોગ્ય નથી

## ૭૧ समितिगुप्तिविराधकः

જે સમિતિ અને ગુપ્તિનો વિરાધક છે તે શિષ્ય થવાને લાયક નથી જે વિવેક વિના મન, વચન અને કાયાની પ્રવૃત્તિ કરે છે તે શિષ્ય કરવા યોગ્ય નથી જે મનને ગોપવી શકતો નથી, મનનો સયમ કરી શકતો નથી મનમા ઉત્પન્નથનાર અશુભ ઇચ્છાઓનો સયમ કરી શકતો નથી, મનમા પ્રગટતા અશુભ વિચારોને જે દાબમા રાખી શકતો નથી તથા જે વચન પર કાબુ ધરાવી શકતો નથી અને કાયાને ગોપવી શકતો નથી તે આત્મચારિત્રને ખીલવી શકતો નથી અપવાદચારિત્ર સમિતિ છે અને ઔત્સર્ગિકચારિત્ર ગુપ્તિ છે મન, વચન અને કાયાની પ્રવૃત્તિમા અને નિવૃત્તિમા જે યોગ્ય બન્યો નથી તે ગુરૂની પાસે શિષ્ય, દીક્ષા ગ્રહવાને યોગ્ય થયો નથી

## ૭૨ गुर्वाज्ञानिषेधकः

સાપેક્ષદષ્ટિએ જે નિશ્ચય કરે છે તે ગુરૂથી ક્ષણુ કાનમા ભિન્ન થતો નથી ગુરૂ અને શિષ્ય બન્ને એકરૂપ બનીને તેની સ્થિતિમા પ્રજ્ઞાન દશાને જીવતા છતા કતવ્ય કાર્યોને કરી ન કે તેની દશામા ગુરૂના અને શિષ્યના ફક્ત શરીર ભિન્ન હોય છે પરતુ મન અને આત્મા તો એક રસરૂપ બનીને વહે છે આવી દશાના શિષ્ય થયા વિના શિષ્ય દશાનો આનદરસ પ્રાપ્ત કરી શકતો નથી અને ગુરૂમાટે તેની વ્યા વિના આત્મસમર્પણ થઇ શકતુ નથી જે ગુરૂથી જુદા પડે છે, ગુરૂના વિચારોને પોતાના કર્યા વિના ગુરૂનો પ્રેમ ગુરૂની આશા ચાહે છે તે શિષ્ય વ્યવહારમા કપેના છે, તેઓ ગુરૂની સાથે અભેદ બ્રહ્મીભાવ કરવાને સામર્થ્યમાન્ થતા નથી ઉત્તમ શિષ્યો પોતાના ગુરૂના વિચારોને અને પ્રવૃત્તિયોને મન સર્વથા અનુકુલ માને છે અને તેમના જીવતા બ્રહ્મની સાથે સ્વબ્રહ્મનો અભેદભાન કરીને અદ્વૈત શુદ્ધબ્રહ્મરસની ખુમારીમા મસ્ત બને છે તેઓ મગજને તામે થતા તર્ક વિતર્કમા જીવન વ્યતીત કરતા નથી तर्काऽप्रतिष्ठानम् તર્કનુ ઠેકાણુ નથી તર્કની પર પગનો પાર આવતો નથી માટે ગુરૂના વિચારો અને આચારોને હૃદયથી અનુકુલ માની ગુરૂબ્રહ્મની ઉપાસનામા તેમના વિચારોના અને આચારોના અનુકુલ થવુ તેજ ગુરૂબ્રહ્મ પ્રસન્નતા છે અને આત્માનન્દ જીવનની ઉત્તમમા ઉત્તમ ચાવી પ્રાપ્ત કરવી જોઇએ ગુરૂના વિચારોમા અને પ્રવૃત્તિયોમા પ્રતિકુલ વૃત્તિએ તર્ક કરવામા આવે તો દુનિયામા કોઇ પણ ગુરૂની માન્યતા (શ્રદ્ધા) ટકી નહી માટે તર્ક કરતા હૃદયને માન આપીને ગુરૂબ્રહ્મના વિચારો અને આચારોમા શ્રદ્ધાથી ભક્તિથી અનુકુલતા ભાવવી અને તે આચારમા મૂકી બતાવવી કે જેથી આત્માની શુદ્ધતા તેની દશામા સહેજે થઇ શકે છે તેનો અનુભવ આવી શકે ગુરૂના વિચારોમા સાક્ષાત્ ગુરૂને દેખવા તથા ગુરૂના આચારોમા સાક્ષાત્ ગુરૂબ્રહ્મ અનુભવ કરવો આ પ્રમાણે પ્રવૃત્તિ કરતા કરતા બ્રહ્મજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ થવાનો અને રાગ દ્વેષાદિ ભેદ વૃત્તિયો ટળી જવાની—અને અનતઆનદનો સાક્ષાત્કાર થવાનો આ પ્રમાણે સુપાત્રશિષ્યો વર્તી શકે છે અને શુદ્ધબ્રહ્મનો અનુભવ કરે છે જે ગુરૂબ્રહ્મની એ પ્રમાણે ઉપાસના કરે છે તેને પરમબ્રહ્મની ઉપાસના થઇ અને તેને પરમબ્રહ્મપદ મળવાનુ એ નિસશય છે

## ૭૪ गुर्वात्मतन्मयीभावेनजीवकः

શ્રી ગુરૂના આત્માની સાથે તન્મયભાવવડે જીવનાર શિષ્ય સ્વમેવ

શિષ્ય થાય છે તે ગુરૂના પર સર્વ સ્થાપણ કરી શકતો નથી ગુર્વાજ્ઞા નહીં પાળનારાઓએ ગુરૂના હૃદયની હાય લાગે છે તેથી તેઓને કરણી પ્રમાણે આ ભવમાંજ ફળ મળ્યા વિના રહેતું નથી શિષ્યનું નામ ધરાવ્યા બાદ પોતાને ન ગમે તો પણ ગુરૂને દેવ સમાન માની તેઓની આજ્ઞા પ્રમાણે વર્તવાથી આત્મિક માણું થવાનું છે એવી શ્રદ્ધા ધારણ કરી ગુરૂ સાથે વર્તે છે તેઓ આ ભવમાં સર્વથા સુખી થાય છે ગુરૂની આજ્ઞાનો નિષેધક કોઈ મહાન્ બની શકતો નથી અને કદાપિ કાળે કોઇ મુક્તિ પ્રાપ્ત કરી શકતો નથી ઉત્તમકુળવત્તી શિષ્યો ગુરૂની આજ્ઞા પ્રમાણે ન વર્ત્યા હોય તો ગુરૂપાસે પ્રાયશ્ચિત લેઇ શુદ્ધ થાય છે અને ગુરૂની પ્રસન્નતા મેળવવા આત્માનો ભોગ આપવો પડે છે તો પણ તે આપે છે ગુરૂની પ્રસન્નતા મેળવ્યા વિના એક શ્વાસોચ્છ્વાસ પણ તે લઇ શકતા નથી ગુરૂના ચરણમાં મસ્તક નમાવીને ગુરૂ સામે બે હાથ જોડીને ઉત્તમશિષ્યો ભક્તિભાવથી ગુરૂની આજ્ઞા લઇ કર્તવ્ય કાર્યો કરે છે તેઓ ગુરૂ સાક્ષાત્ ન હોય તો તેમની મૂર્તિ છબીનું ધ્યાન પૂજન કરીને ગુરૂ આજ્ઞા માગી પ્રવર્તે છે પરંતુ આજ્ઞાની વિરાધના કરતા નથી કૃપાનજરે તો ગુરૂની આંતરડી દાગીને કુડીથી તેમની આશીષ લેવા ભાગ્યશાળી બનતા નથી ઉલટા ગુર્વાજ્ઞાનિષેધક બની ગુરૂની આંતરડી કકળાવી પરમાત્મપદથી વિમુખ થાય છે

## सुशिष्यनु लक्षण दर्शावे छे

## ७३ सर्वदा सर्वथा गुरुविचारप्रवृत्त्यनुकूल

સર્વદા સર્વ પ્રકારે ગુરૂના વિચારો અને તેઓની પ્રવૃત્તિયોના અનુકૂળ જે વર્તે છે તે શિષ્ય છે ગુરૂના વિચારો અર્થાત્ ગુરૂનું જ્ઞાન અને ગુરૂની ક્રિયાઓ અને ગુરૂના કાર્યોમાં જે અનુકૂળ પ્રવૃત્તિ કરે છે અને સર્વદા સર્વથા પ્રતિકૂળતાનો ત્યાગ કરે છે તે શિષ્ય સ્વગુરૂની પ્રભાવના કરી શકે છે ગુરૂના વિચારો જેને ગમતા નથી તે ગુરૂનો આત્મા બની શકતો નથી તથા ગુરૂના આચારો જેને ગમતા નથી તે ગુરૂનો આત્મસ્વરૂપ બની શકતો નથી ગુરૂના અનંતવિચારો અને તેમની સર્વ પ્રવૃત્તિયોને જે સ્વવિચાર પ્રવૃત્તિપણે પરિણમાવે છે તે ગુરૂનો શિષ્ય બની શકે છે ગુરૂના વિચારો અને આચારો ભૂતકાળમાં જે જે થયા વર્તમાનમાં જે જે થાય છે અને ભવિષ્યમાં જે જે આચારો વિચારો થશે, તે સર્વે આત્મસ્વરૂપ છે ધર્મસ્વરૂપ છે એમ

માપેક્ષદષ્ટિએ જે નિશ્ચય કરે છે તે ગુરુથી જરા કાલમા ભિન્ન થતો નથી ગુરુ અને શિષ્ય બન્ને એકરૂપ બનીને તેવી સ્થિતિમા બ્રહ્માનદજીવને જીવતા છતા કર્તવ્ય કાર્યોને કરી શકે છે તેવી દશામા ગુરુના અને શિષ્યના ફક્ત શરીર ભિન્ન હોય છે પરંતુ મન અને આત્મા તો એક રસરૂપ બનીને વહે છે આવી દશાના શિષ્ય થયા વિના શિષ્ય દશાનો આનદરસ પ્રાપ્ત કરી શકાતો નથી અને ગુરુમાં તેવી દશા વિના આત્મસમર્પણ થઇ શકતુ નથી જે ગુરુથી જુદા પડે છે ગુરુના વિચારોને પોતાના કર્યા વિના ગુરુનો પ્રેમ ગુરુની આશીષ ચાહે છે તે શિષ્ય વ્યવહારમા ઉઘેના છે, તેઓ ગુરુની સાથે અભેદ બ્રહ્મીભાવ કરવાને શક્તિમાન્ થતા નથી ઉત્તમ શિષ્યો પોતાના ગુરુના વિચારોને અને પ્રવૃત્તિયોને સદા સર્વથા અનુકૂળ માને છે અને તેમના જીવતા બ્રહ્મની સાથે સ્વબ્રહ્મનો અભેદભાવ કરીને અદ્વૈત શુદ્ધબ્રહ્મરસની ખુમારીમા મસ્ત બને છે તેઓ મગજને તાબે થઈને તર્ક વિતર્કમા જીવન વ્યતીત કરતા નથી तर्काऽप्रतिष्ठानात् તર્કનુ ઠેકાણુ નથી તર્કની પરંપરાનો પાર આવતો નથી માટે ગુરુના વિચારો અને આચારોને હૃદયથી અનુકૂલ માની ગુરુબ્રહ્મની ઉપાસનામા તેમના વિચારોના અને આચારોના અનુકૂલ થવુ તેજ ગુરુબ્રહ્મ પ્રસન્નતાની અને આત્માનન્દ જીવનની ઉત્તમમા ઉત્તમ જ્ઞાનકુચી પ્રાપ્ત કરવી જોઇએ ગુરુના વિચારોમા અને પ્રવૃત્તિયોમા પ્રતિકૂલ રીતે તર્ક કરવામા આવે તો દુનિયામા કોઇ પણ ગુરુની માન્યતા સિદ્ધ થઇ શકતી નથી માટે તર્ક કરતા હૃદયને માન આપીને ગુરુબ્રહ્મના વિચારોમા અને આચારોમા શ્રદ્ધાથી ભક્તિથી અનુકૂલતા ભાવવી અને તે આચારમા ખૂબી બતાવવી કે જેથી આત્માની શુદ્ધતા તેવી દશામા સહેજે થઇ શકે છે તેનો અનુભવ આવી શકે ગુરુના વિચારોમા સાક્ષાત્ ગુરુને દેખવા તથા ગુરુના આચારોમા સાક્ષાત્ ગુરુબ્રહ્મ અનુભવ કરવો આ પ્રમાણે પ્રવૃત્તિ કરતા કરતા બ્રહ્મજ્ઞાનનો પૂર્ણ પ્રકાશ થવાનો અને રાગ દ્વેષાદિ મોહ વૃત્તિયો ટળી જવાની—અને અનતઆનદનો સાક્ષાત્કાર થવાનો આ પ્રમાણે સુપાત્રશિષ્યો વર્તી શકે છે અને શુદ્ધબ્રહ્મના અનુભવ કરે છે જે ગુરુબ્રહ્મની એ પ્રમાણે ઉપાસના કરે છે તેને પરમબ્રહ્મની ઉપાસના થઇ અને તેને પરમબ્રહ્મપદ મળવાનુ એ નિસંશય છે

## ૭૪ गुर्वात्मतन्मयीभावेनजीवक:

શ્રી ગુરુના આત્માની સાથે તન્મયભાવવડે જીવનાર શિષ્ય સ્વમેવ

ગુરુનું હૃદય બની શકે છે કેવો શિષ્ય ગુરુના આત્માની સાથે તન્મયી બને છે તે જણાવે છે જે શિષ્ય ગુરુના શરીર અને મનને ધ્યાવતો પૂજતો ગુરુના આત્માની સાથે તદ્રૂપ બની જાય છે અને ગુરુને પોતે એમ દ્વિધા ભાવનો ત્યાગ કરીને એકમેકરૂપે બની જાય છે અને એવા તન્મયી જીવ નથી આયુ પર્યન્તને હવે છે તે ગુરુબ્રહ્મનો સાક્ષાત્કાર કરી જન્મજરા મરણના બંધનમાથી છૂટે છે ગુરુની સાથે એવો તન્મયીભાવ ધારણ કરવો હોય તો હે શિષ્ય તું સદ્ગુરુને પ્રાપ્ત કર ગુરુશ્રદ્ધા પ્રેમમા ખામી ન પડવા દે ગુરુને સર્વ નિવેદન કરી ખામીને દૂર કર તેમની સેવામા જેમ હનુમાન રહ્યા હતા, તેમ ગુરુની સેવામા વર્ત ॥ ગુરુના મહિમાને, પ્રથમ ગા ગુરુની સ્તુતિવડે પાપનો નાશ કરી શુદ્ધબુદ્ધિ પ્રકટ કર ગુરુના ઠપકાઓને સહન કર ગુરુના આશયોને જાણ અને ગુરુથી કંઈપણ છાનું ન રાખ ગમે તેવા ગુરુ હોય પણ હે શિષ્ય ત્હારો એ ધર્મ છે કે તું ગુરુને દેવ માની તેમની આરાધના કર ગુરુ ત્હારા માટે ગમે તેવો અભિપ્રાય બાંધે વા તારી ફજેતી કરે પણ તું તે માટે ખુશી થા કારણ કે ગુરુ ત્હને તાવે છે અને સુવર્ણની પેઠે કસી જુવે છે ત્હારા નામરૂપ ભૂંસાય તે માટે ગુરુ સર્વ કરે છે એમ માનીને નામરૂપની આસક્તિને ભૂલ ગુરુજી ત્હને સર્વ ઠેકાણે ફજેત કરે છે અને બહુ દુઃખ આપે છે એમ જાણે તોપણ તે સર્વ શ્રેય માટે કરે છે એવો નિશ્ચય કર કારણ કે ત્હારા એવા શુદ્ધનિશ્ચયથી ગુરુદેવના મનને અને પ્રવૃત્તિને તું અનુકૂલ કરી શકીશ અને તેથી તું અનેક તપ જપો કરતા અનન્તગુણું ફલને પ્રાપ્ત કરી શકીશ. હે શિષ્ય ત્હારે જો ગુરુની સાથે તન્મય બનવું છે તો કદી ગુરુનો કોઈ વાંક ભૂલ દેખવાનું સ્વપ્ન પણ લાવીશ નહીં ગુરુજીમા સર્વ સારું જોવાના અભ્યાસથી ત્હારો આત્મા શુદ્ધ થવાનો અને તેથી ગુરુના આત્મામા ત્હારો ધ્યેયવૃત્તિ પ્રમાણે સ્વરૂપ દેખી શકીશ જે પરમાત્મદેવ આપી શકે છે તેજ ભક્તિ વડે ગુરુ આપી શકે છે એવો ત્હારો નિશ્ચય ગુરુપર છે તો તે દેવની પેઠે તારવાનાજ એમા શંકા નથી જીવતા બ્રહ્મરૂપ ગુરુને દેખી રોમેરોમે હર્ષ પામ તેમના પરમાત્મા દૃષ્ટિથી દર્શન કર તેમના શરીર દ્વારા ગુરુનો આત્મા અનુભવી શકાશે માટે ગુરુના શરીરની સેવા ચાકરી કર હે જે ગુરુ મા યા છે તે પ્રમાણે દુનિયાના લોકો ન માને અને તેથી વિરુદ્ધ માને તો પણ તું અશ્રદ્ધાળુ ન બન ત્હારા આત્માની અને ગુરુના આત્માની વચ્ચે માયાશક્તિ પોતાનો પડદો નાખે છે તેથી તું ગુરુના આત્માને દેખ પણ માયાના પડદાને ન દેખ માયાના ભૂલા

વાથી ગુરુના આત્માને દેખતા ભૂલ ન કર, ગુરુને સર્વથા પ્રભરે પ્રેમથી પૂજ અને તેમનુ ધ્યાન ધર ગુરુમા આખીદુનિયા સમાઇગઇ છે અને ગુરુમા તુ પોતે લીન થએલ છે એમ ધ્યાન ધરી અનુભવ કર કે જેથી ભેદભાવની કલ્પના ટળી જાય ગુરુના મહિમાને નહિ જાણનારા પ્રતિપક્ષી નાસ્તિક લોક ગમે તે બોલે તેના પર વિશ્વાસ મૂક નહીં, ગુરુ કરતા કોઇ મહાન્ નથી એવી શ્રદ્ધા રાખ અને ગુરુમા પોતાના મનને, દેહને અને આત્માને સમાવી દે અને જે કંઇ કરે તે ગુરુને સમર્પણ કર ગુરુથી ભિન્ન પોતાને નામરૂપની મહવૃત્તિથી ન દેખ એવી અભેદભાવનાથી ગુરુના આત્માની સાથે તન્મય ભાવને પૂર્ણશુદ્ધ પ્રેમવડે પામીશ અને પશ્ચાત્ નિત્યસુખનો ભોક્તા બનીશ. જ્યા સુધી આલબન લેવાની દશા છે ત્યા સુધી ઉપર પ્રમાણે વર્તીને ગુરુની સાથે તન્મય બની નિર્ભયપણે સ્વાધિકારે વર્ત અને ગુરુની સાથે ઐક્યતાને મસ્ત બન આ પ્રમાણે ગુરુના આત્માની સાથે તન્મયભાવે જીવના ઉપશમભાવ ક્ષયોપશમભાવ અને ક્ષાયિકભાવને પામીશ અને પરમશુદ્ધ અને સિદ્ધબુદ્ધ બનીશ એ પ્રમાણે બની સર્વ મગલમાળાને પામો—ॐ શાન્તિ ૩

## ७९ द्रव्यक्षेत्रकालभावानुसारेणगुरुपदिष्टस्वाधिकारशुभोन्नतिकारकधर्मकर्मयोगी

દ્રવ્યક્ષેત્રકાલભાવાનુસારે ગુરુએ ઉપદેશેલ સ્વાધિકાર શુભધર્મકર્મની જે યોગી છે તે ગુરુનો સત્યશિષ્ય છે ગુરુએ વર્તમાનમા અને ભવિષ્યમા પોતાના અધિકાર પ્રમાણે જે શુભધર્મકર્મોવડે પ્રવર્તવાનુ બતાવ્યુ હોય અને તે ધર્મકર્મો પણ શુભોન્નતિકારક બતાવ્યા હોય તે પ્રમાણે જે વર્તે છે તે ધર્મકર્મયોગી ગણાય છે સ્વાધિકારે શુભોન્નતિકારકધર્મકર્મોના ઉપદેષ્ટા ગુરુ છે ભિન્નભિન્નશિષ્યોના કર્તવ્યકર્મોનો દેશ, કાલ, જાતિ, વયાદિથી ભિન્નભિન્ન અધિકાર છે જે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી જેનાથી શુભધર્મોન્નતિ થાય તેને તે દ્રવ્યાદિકથી ધર્મકર્મોનું કરવાનો ઉપદેશ આપે છે. વ્યાવહારિકશુભધર્મકર્મોનો અને ધાર્મિકશુભકર્મોનો ઉપદેશ દેવા ગુરુમા ભિન્નભિન્ન અધિકારવાળા સર્વ શિષ્યો એકસરખી દૃઢતાથી શ્રદ્ધા રાખે છે એક ગુરુના લાખો કરોડો શિષ્યો હોય અને તેઓ જાતિ, વર્ણ, દેશ, કાલ, કુલ, વય, શક્તિ અને સયોગોની સામગ્રીની નિયતિએ ભિન્નભિન્ન હોય છે છતા તેઓમા શિષ્યધર્મે ભેદ નથી ફક્ત ...ભેદ છે

અને એવો કુદરતી બાહ્યભેદ તો સર્વત્ર સર્વદા રહ્યા કરે છે શુભોન્નતિકારક ધર્મકર્મોના ઉપદેશ શ્રીગુરુદેવની આજ્ઞા પ્રમાણે શિષ્યો ભિન્નભિન્ન કર્તવ્યકર્મો કરતા છતા એકસરખીરીતે પરમાત્મપદને પ્રાપ્ત કરવાને અધિકારી બને છે દ્રવ્ય ક્ષેત્ર કાલ શક્તિ આદિ સાપેક્ષનાનાજો વ્યાવહારિકકર્મો કરવાનો તથા ધાર્મિકકર્મો કરવાનો ગુરુનો જે ઉપદેશ છે તેમા નાસ્તિકોને શ્રદ્ધા થતી નથી, પણ પૂર્વભવ સસ્કારી આસ્તિક મનુષ્યોને શ્રદ્ધા થાય છે પોતાના વિચાર પ્રમાણે શુભોન્નતિકારક સ્મકર્મો કરવાના કરતા ગુરુનો ઉપદેશ અને ગુરુની અનુમતિથી વા ગુરુએ જે વર્તમાન તથા ભવિષ્ય માટે ક્ષેત્રકાલાનુસારે પ્રવર્તવાની સનાદ આપી હોય તે પ્રમાણે શુભોન્નતિકારક ધર્મકર્મોમા નિષ્કામભાવે શિષ્ય પ્રવર્તે છે અને સાસારિક અનેક તાપોથી તપાઇને પોતાના આત્માને શુદ્ધ કરે છે ગુરુના ઉપદેશાનુસારે દ્રવ્યક્ષેત્રકાલભાવથી જે જે સ્વાધિકારે શુભો ન્નતિકારકધર્મકર્મો જણાતા હોય તેને શિષ્ય કરે છે અને અવનતિકારક કર્મોનો ત્યાગ કરે છે ગુરુની આજ્ઞા પ્રમાણે શુભોન્નતિકારકધર્મકર્મો કરતા પાપની શકા રાખવી નહીં તેમજ અન્યપ્રમાદની શકાઓ કરવી નહીં, કારણ કે તેથી આત્મશક્તિઓનો નાશ થાય છે અને અધિકારથી પતિત થવાય છે માટે ગુરુપદિષ્ટ વ્યાપારોમા પરમાત્માની આજ્ઞાનો નિશ્ચય કરીને પ્રવૃત્તિ કરવી ગુરુપદિષ્ટસ્વાધિકારપ્રાપ્તશુભોન્નતિકારકકર્મોનો ત્યાગ કરીને જેઓ શુષ્ક અક્રિય બનવા ઇચ્છા કરે છે તેઓ સ્વાત્માનો ઘાત કરવા ઇચ્છા કરે છે અને ધર્મનો વિશ્વમાથી નાશ કરવાની ઇચ્છા કરે છે એમ સમજવુ. જ્ઞાનયોગીએ શુભોન્નતિકારકધર્મકર્મો કરીને ગુરુના સત્ય શિષ્યની ફરજ અદા કરવી જોઇએ ગુરુ કરે તે ન કરવુ પરતુ ઉપરના સૂત્ર પ્રમાણે ગુરુજી શિષ્યના અધિકાર પ્રમાણે તેની દ્રવ્યક્ષેત્રકાલભાવના અનુસારે શુભોન્નતિ થાય એવી જે આજ્ઞા ફરમાવે તે પ્રમાણે પ્રવર્તવુ એવી શિષ્યની ફરજ અર્થાત્ ધર્મ છે આત્માની સમાજની સઘની ધર્મની, જ્ઞાતિની મડલની રાજ્યની, દેશની શુભોન્નતિ કરવામા દેશકાલાનુસારે ગુરુએ જે જે ધર્મકર્મો બતાવ્યા હોય તેમા શ્રદ્ધાપૂર્વક પ્રવૃત્તિ કરનાર શુભશિષ્ય છે એવો શિષ્ય સ્વયકર્મયોગી બની ગુરુની ગુરુતાને પામે છે અને ગુરુપશ્ચાત્ ગુર્વાજ્ઞાનુસારે શુભોન્નતિ કારક બની અન્યલોકોને શિષ્ય કરીને તેઓનો ગુરુ બને છે દ્રવ્યક્ષેત્રકાલ ભાવનુ સ્વરૂપ સમજ્યા વિના ગુરુએ બતાવેલ શુભધર્મો નકિ કરી શકાતી નથી ગુરુ નિર્દિષ્ટધર્મકર્મો કરવામાત્રજ આત્મજ્ઞાનના પવિત્ર ઝરણા પ્રગટે છે ગુરુએ બતાવેલ શુભોન્નતિકારકધર્મકર્મો કરવાથી પરમાત્મપદની સહેજે પ્રાપ્તિ

થાય છે, ગુરૂએ આજ્ઞા કરેલ ધર્મકર્મ કરવાથી સર્વ મનુષ્યોની શુભોન્નતિ કરી શકાય છે દેશસેવા, વિશ્વસેવા, પરોપકાર, ભક્તિ, સેવાધર્મ વગેરે સર્વ શુભ ધર્મકર્મોની ગુરૂએ બતાવેલ દેશકાલાનુસાર પ્રવૃત્તિયો સમાવેશ થાય છે માટે સ્વાગ્રહનો ત્યાગ કરીને ગુરૂની આજ્ઞા પ્રમાણે દેશકાલાનુસારે પ્રગતિકારકશુભધર્મકર્મો કરવા જોઇએ, પરંતુ ગુરૂના ઉપદેશમા અને તેમની આજ્ઞામા અંશ માત્ર શંકા અને અશ્રદ્ધા ન કરવી જોઇએ રાજ્યના કાયદાઓની પેઠે ગુરૂથી ધર્મોન્નતિ માટે ધર્મકર્મ પ્રવૃત્તિયોમા શિષ્યોને જુદા જુદા હુકમોથી જુદી જુદી રીતે પ્રવર્તાવે છે પૂર્વની ધર્મકર્મપ્રવૃત્તિયોમા ફેરફારો પણ કરે છે શિષ્યોને જે જે ધર્મકર્મો કરવાના છે તે પણ ફેરફાર કરે છે દેશકાલાનુસારે ધર્મકર્મોવડે શુભોન્નતિ થાય એવી રીતે તે તે દેશકાલાનુસારે શુભોન્નતિ કારક ધર્મ કર્મોને પ્રકટાવે છે પૂર્વના ધર્મકર્મોમા ફેરફાર કરે છે જેનાથી જે જે શુભોન્નતિ થાય તેને તે તે ધર્મોન્નતિકારકકર્મ સોંપે છે તેના પ્રસંગે શિષ્યોને શંકા ઉત્પન્ન થાય છે, તો તે સર્વશુભોન્નતિયોના ઘાતક બને છે માટે ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવામા ધર્મ છે એવુ સમજીને તે પ્રમાણે પ્રવર્તે છે અને શિષ્યની ફરજને અદા કરી ધર્મકર્મયોગીપદને પ્રાપ્ત કરે છે સેનાપતિની આજ્ઞા પ્રમાણે યુદ્ધ કરતી સેનાને હુકમમા વિચારની જરૂર નથી તેમ ગુરૂના ઉપદેશ-આજ્ઞા પ્રમાણે વર્તવામા નાઠ પણ જાતનો વિકલ્પસંકલ્પ કરવો યોગ્ય નથી એમ ઉત્તમ શ્રદ્ધાલુ શિષ્યો સમજે છે અને શુભોન્નતિકારકકર્મોની પ્રવૃત્તિમા નિષ્કામપણે પ્રવર્તવામા સ્વચારિત્ર્ય માની આત્મોન્નતિ કરે છે રાગદ્વેષનો ક્ષય કરે છે, મનને આત્માના વશમા વર્તાવી આત્મશક્તિયો પ્રગટાવવા સમર્થ થાય છે

## ૭૬ कर्त्तव्या सद्गुरोर्यात्रा

* શિષ્યોએ ગુરૂજીથી જુદા પડે છતે વા ગુરૂજી દૂર ગએલ છતે તેમની વર્ષમા જેટલી બને તેટલી ગુરૂયાત્રાઓ કરવી જોઇએ વિનય, બહુમાન પૂર્વક ગુરૂની પાસે જવુ અને ગુરૂને દેખી તેમને વધાવવા ગુરૂના દર્શન કરી પ્રદક્ષિણાપૂર્વક વંદન કરવુ ગુરૂની આગળ ગૃહસ્થશિષ્યોએ ફલાદિક મૂકવુ ગુરૂજી જે જે પુણ્યધર્મકર્મો બતાવે તે યથાશક્તિ કરવા, તેમની આજ્ઞાપૂર્વક પ્રવૃત્તિ કરવી સર્વ શિષ્યોએ બને ત્યા સુધી એકવાર ભેગા મળીને એક વર્ષમા ગુરૂયાત્રા કરવી અને તત્સમયે ગુરૂશ્રીનો ઉપદેશ શ્રવણ

કરી ધર્મકર્મો કરવા પ્રવૃત્ત થવું સર્વશક્તિયોને ગોપવ્યા વિના પ્રમાદનો ત્યાગ કરી ગુરૂપદિષ્ટ ધર્મકર્મમાં પ્રવૃત્ત થવું

गुर्वात्मभूतशिष्यै आत्मभावेन परस्परमहत्वादिकं त्यक्त्वावर्तितव्यम् ।

ગુરૂના આત્મસ્વરૂપ થએલ શિષ્યોએ આત્મભાવવડે અહંકારાદિનો ત્યાગ કરીને પરસ્પર વર્તવું જોઇએ શિષ્યોએ પરસ્પર એકબીજાને પોતાના આત્મસમાન લેખવા જોઇએ એકગુરૂના શિષ્યોએ પરસ્પર અહંકાર તકરાર, કલેશ, ટંટફાટ કરી ગુરૂની આજ્ઞાનો ભંગ ન કરવો જોઇએ તથા ગુરૂનું નામ ન લજવવું જોઇએ પોતાના ગુરૂની લઘુતા નિન્દા ન થાય તેવી રીતે શિષ્યોએ પરસ્પર પ્રેમભાવપૂર્વક વર્તવું જોઇએ આત્મપૂર્વક પરસ્પર વર્તવામાં ગમે તેવી મોટાઇ માની હોય વા ગમે તેવો સ્વાર્થ હોય તો પણ તેનો ત્યાગ કરવો જોઇએ ગુરૂની આજ્ઞા માટે તથા ગુરૂના નામની મહત્તા માટે જે શિષ્ય મોટાઇ, અહંતા, સ્વાર્થ, વગેરેનો ત્યાગ કરે છે અને અન્યો તરફનું ઘણું સહે છે તેજ ગુરૂના આત્માની સાથે મળેલો આત્મભૂતશિષ્ય અવબોધવો અહંકાર, દ્વેષ ઇર્ષ્યા, માન, ક્રોધ કપટ, લોભ વૈર વગેરેનો ત્યાગ કરીને પરસ્પર શિષ્યોએ પ્રેમથી પ્રવર્તવું જોઇએ ગુરૂના નામે અનેકશુભધર્મકર્મો કરવા જોઇએ ગુર્વાત્મભૂત શિષ્યોએ પરસ્પર એક આત્મરૂપ બની ધર્મકર્મો કરવા જોઇએ ગુરૂની આજ્ઞાપૂર્વક એકાત્મભૂત બની પરસ્પર ધર્મકર્મોમાં પ્રવૃત્તિ કરવી.

## ૭૭ परस्परसाहाय्यकारकाः

સદ્ગુરૂના શિષ્યો પરસ્પર એકબીજાને સાહાય્ય કરનારા હોય છે ગુરૂના ભક્તો, ઉપાસકો પરસ્પર એકબીજાને અનેક દુઃખ પ્રસંગોમાં યથાશક્તિ સહાય્ય કરે છે બુદ્ધિવડે, બળવડે ઉપદેશવડે ધનવડે પરાક્રમવડે સદ્ગુરૂના શિષ્યો, ભક્તો, ઉપાસકો એકબીજાને કહ્યા વિના અનુવારી સાહાય્ય કરે છે વિપત્તિ વગેરે પ્રસંગોમાં ગૃહસ્થશિષ્યો અગર ત્યાગિશિષ્યો ભક્તો ગુરૂના નામે પોતાને જે મળ્યું હોય છે તેનો સમાનબન્ધુઓના ઉપયોગ માટે વ્યય કરે છે પોતાના ધર્મબન્ધુઓ કરતાં અન્ય કંઇ વિશેષ નથી એવો ખાસ નિશ્ચય ધારીને અહંમમતાવૃત્તિનો ત્યાગ કરી તેઓ સર્વ અર્પણ કરી પરસ્પર સાહાય્ય કરે છે પરસ્પરના સંપ બળે તેઓ પ્રતિપક્ષીઓને હઠાવે છે તેઓ એકબીજા માટે પ્રાણ સમર્પણ કરે છે તેઓ એક ગુરૂના સમાનધર્મા શિષ્યો છે જેઓ તન, મન, ધનનું મમત્વ

ધારણ કરે છે તેઓ હજી પરસ્પર શિષ્યોની ફરજમા કઇ પણ સમજ્યા નથી જેવુ સમજે છે તેવુ રહેણીમા મૂકીને બતાવે છે તેઓ સદ્ગુરૂના શિષ્યોની પરસ્પરની સાહાય્યકર્તવ્યકર્મફરજ બજાવનારા જાણવા પરસ્પર સાહાય્ય કરનારાઓ પર ગુરૂની કૃપા પ્રસન્નતા ખરેખર પ્રત્યક્ષ વા પરોક્ષમા વર્તે છે અને તેથી શિષ્યોનુ કલ્યાણ થાય છે

## ૭૮ शिष्यधर्मयुक्ता॰

શિષ્યધર્મો જે જે હોય તેઓથી યુક્ત શિષ્યો કહેવાય છે શિષ્યની ફરજોને ધર્મરૂપ કહેવામા આવે છે કારણ કે તેથી શિષ્યનો આત્મા ગુરૂરૂપ બનવા સમર્થ થાય છે શિષ્યધર્મો જે જે કહેવાયા અને જે જે કહેવાના બાકી રહ્યા તે સર્વથી યુક્ત શિષ્યો બને છે શિષ્યનો ધર્મ અદા કર્યાવિના શિષ્ય કદાપિ ગુરૂ બની શકતો નથી જેની દેવમા અને ગુરૂમા એકસરખી પુજ્ય બુદ્ધિ હોય છે તેને અકથિતાર્થનો પણ બોધ થાય છે તેના હૃદયમા દૈવીશક્તિયો પ્રગટે છે અને તે સર્વનો પૂજ્ય બને છે -માટે શિષ્યો સદા શિષ્યધર્મયુક્ત રહે છે

## ૭૯ देवगुरुधर्मसाधकाः शिष्याः मङ्गलमयाःसन्ति

દેવગુરૂ અને ધર્મની સાધના કરનારા શિષ્યો સ્વયમગલમય હોય છે એ સૂત્રથી પ્રાતમગલનો નિર્દેશ કર્યો છે દેવગુરૂ અને ધર્મ છે તે મગલરૂપ છે અને તેથી તેની સાધના કરનારા શિષ્યો પણ મગલરૂપ બને છે. દેવગુરૂ અને ધર્મની સાધના કરનારા શિષ્યોમા ગુરૂદેવધર્મભાવ ખિલે છે અને તેમા સયમરૂપે બનેલા શિષ્યો સર્વમગલની માલારૂપ બની પરમસુખના ભોક્તા બને છે દેવગુરૂધર્મારાધકગૃહસ્થ તથા ત્યાગીશિષ્યો પરમ મગલમય છે इत्येवं अर्हं ॐशान्ति ३

મુ પેથાપુર, સ ૧૯૭૩ શ્રાવણ સુદિ દ્વિતીયા શનિવાર